# અનાસક્તિયોગ

[ ભગવદ્ગીતાનો અનુવાદ ]

ગાંધીજી

# અનાસક્તિયોગ

[ શ્રીમદ્ભગવદ્ગીતાનો અનુવાદ ]

મોહનદાસ કરમચંદ ગાંધી




નવજીવન પ્રકાશનમંદિર
અમદાવાદ

## અનુક્રમણિકા

# પ્રસ્તાવના

## (૧)

જેમ સ્વામી આનંદ ઇત્યાદિ મિત્રોના પ્રેમને વશ થઈને મેં સત્યના પ્રયોગો પૂરતી આત્મકથા લખવાનો આરંભ કર્યો તેમ ગીતાજીના અનુવાદને વિષે થયું છે. "તમે ગીતાનો જે અર્થ કરો છો તે અર્થ ત્યારે જ સમજાય જ્યારે તમે એકવાર આખી ગીતાનો અનુવાદ કરી જાઓ અને તેની ઉપર ટીકા કરવી હોય તે કરો ને અમે તે આખું એકવાર વાંચી જઈએ. છૂટાછવાયા શ્લોકોમાંથી અહિંસાદિ ઘટાવો એ મને તો બરોબર લાગતું નથી," આમ સ્વામી આનંદે અસહકારના યુગમાં મને કહેલું. મને તેમની દલીલમાં તથ્ય લાગ્યું. "નવરાશે એ કરીશ," એમ મેં જવાબ આપ્યો. પછી હું

જેલમાં ગયો, ત્યાં તો ગીતાનો અભ્યાસ કંઈક વધારે ઊંડાણથી કરવા પામ્યો. લોકમાન્યનો જ્ઞાનનો ભંડાર વાંચ્યો. તેમણે જ અગાઉ મને મરાઠી, હિંદી અને ગુજરાતી અનુવાદો પ્રીતિપૂર્વક મોકલ્યા હતા ને મરાઠી ન વાંચી શકું તો ગુજરાતી તો જરૂર વાંચું એમ ભલામણ કરી હતી. જેલની બહાર તો એ વાંચવા ન પામ્યો પણ જેલમાં ગુજરાતી અનુવાદ વાંચ્યો. આ વાંચ્યા પછી ગીતા વિષે વધારે વાંચવાની ઇચ્છા થઈ, અને ગીતાને લગતા અનેક ગ્રંથો ઉથલાવ્યા.

ગીતાની પ્રથમ ઓળખ એડવીન આર્નલ્ડના પદ્ય અનુવાદથી સન ૧૮૮૮-૮૯માં થઈ. તે ઉપરથી ગીતાનો ગુજરાતી તરજૂમો વાંચવાની તીવ્ર ઇચ્છા થઈ. અને જેટલા અનુવાદ હાથ આવ્યા તે વાંચ્યા—પણ આવું વાચન મને મારો અનુવાદ પ્રજા આગળ મૂકવાનો મુદ્દલ અધિકાર આપતું નથી—વળી મારું સંસ્કૃત જ્ઞાન અલ્પ, ગુજરાતીનું જ્ઞાન જરાય સાક્ષરી નહિ. ત્યારે મેં અનુવાદ કરવાની ધૃષ્ટતા કેમ કરી?

ગીતાને હું જેમ સમજ્યો છું તેવી રીતે તેનું આચરણ કરવાનો મારો અને મારી સાથે રહેલા કેટલાક સાથીઓનો સતત પ્રયત્ન છે. ગીતા અમારે સારુ આધ્યાત્મિક નિદાનગ્રંથ છે. તદ્દ્રત્ આચરણમાં નિષ્ફળતા રોજ આવે છે પણ તે નિષ્ફળતા અમારા પ્રયત્ન છતાં છે; એ નિષ્ફળતામાં સફળતાનાં ઊગતાં કિરણોની ઝાંખી કરીએ છીએ. આ નાનકડો જનસમુદાય જે અર્થને અમલમાં મૂકવા પ્રયત્ન કરે છે તે અર્થ આ તરજૂમામાં છે.

વળી સ્ત્રીઓ, વૈશ્ય તથા શૂદ્ર જેવા જેમને અક્ષરજ્ઞાન થોડું જ છે, જેમને મૂળ સંસ્કૃતમાં ગીતા સમજવાનો સમય નથી, ઇચ્છા નથી, પણ જેમને ગીતારૂપી ટેકાની આવશ્યકતા છે તેમને જ સારુ આ અનુવાદની કલ્પના છે. ગુજરાતી ભાષાનું મારું જ્ઞાન ઓછું હોવા છતાં તેની વાટે ગુજરાતીઓને મારી પાસે રહેલી જે કંઈ મૂડી હોય તે આપી જવાની મને હમેશાં ભારે અભિલાષા રહેલી છે. હું એમ ઇચ્છું ખરો કે અત્યારે ગંદા સાહિત્યનો ધોધ વહી રહ્યો

છે, તેવે સમયે હિંદુધર્મમાં જે અદ્વિતીય ગ્રંથ ગણાય છે તેનો સરળ અનુવાદ ગુજરાતી પ્રજા પામે ને તેમાંથી પેલા ઘોધની સામે થવાની શક્તિ મેળવે.

આ અભિલાષામાં બીજા ગુજરાતી અનુવાદોની અવગણના નથી. તે બધાંને સ્થાન ભલે હોય,— પણ તેની પાછળ તે તે અનુવાદકો આચારરૂપી અનુભવનો દાવો કરતા હોય એવું મારી જાણમાં નથી. આ અનુવાદની પાછળ આડત્રીસ વર્ષના આચારના પ્રયત્નનો દાવો છે. આ કારણે હું એમ ઇચ્છું ખરો કે પ્રત્યેક ગુજરાતી ભાઈબહેન જેમને ધર્મને આચારમાં મૂકવાની ઇચ્છા છે તેઓ એ વાંચે, વિચારે ને તેમાંથી શક્તિ મેળવે.

આ અનુવાદની પાછળ મારા સાથીઓની મહેનત રહેલી છે. મારું સંસ્કૃત જ્ઞાન ઘણું અધૂરું હોવાને લીધે શબ્દાર્થ વિષે મને પૂરો વિશ્વાસ ન હોય તેથી તેટલા પૂરતો આ અનુવાદ વિનોબા, કાકા કાલેલકર, મહાદેવ દેશાઈ તથા કિશોરલાલ મશરૂવાળા જોઈ ગયા છે.

## (૨)

હવે ગીતાના અર્થ ઉપર આવું.

સન ૧૮૮૮-૮૯માં જ્યારે ગીતાનું પ્રથમ દર્શન થયું, ત્યારે જ મને એમ લાગ્યું કે આ ઐતિહાસિક ગ્રંથ નથી પણ તેમાં ભૌતિક યુદ્ધના વર્ણનને નિમિત્તે પ્રત્યેક મનુષ્યના હૃદયની અંદર નિરંતર ચાલતા દ્વંદ્વયુદ્ધનું જ વર્ણન છે; માનુષી યોદ્ધાઓની રચના હૃદયગત યુદ્ધને રસિક બનાવવાને સારુ ઘડેલી કલ્પના છે. આ પ્રાથમિક સ્ફુરણા, અને ધર્મનો ગીતાનો વિશેષ વિચાર કર્યા પછી પાકી થઈ. મહાભારત વાંચ્યા પછી મજકૂર વિચાર વળી દૃઢ થયો. મહાભારત ગ્રંથને હું આધુનિક અર્થમાં ઇતિહાસ નથી ગણતો. તેનાં સબળ પ્રમાણ આદિપર્વમાં જ છે. પાત્રોની અમાનુષી અને અતિમાનુષી ઉત્પત્તિ વર્ણવી વ્યાસ ભગવાને રાજા-પ્રજાના ઇતિહાસને ભૂસી નાંખ્યો છે. તેમાં

વર્ણવેલાં પાત્રો મૂળે ઐતિહાસિક ભલે હોય, પણ મહાભારતમાં તો તેમનો ઉપયોગ વ્યાસ ભગવાને કેવળ ધર્મનું દર્શન કરાવવાને સારુ જ કરેલો છે.

મહાભારતકારે ભૌતિક યુદ્ધની આવશ્યકતા સિદ્ધ નથી કરી; તેની નિરર્થકતા સિદ્ધ કરી છે. વિજેતાની પાસે રુદન કરાવ્યું છે, પશ્ચાત્તાપ કરાવ્યો છે ને દુઃખ સિવાય બીજું કંઈ રહેવા નથી દીધું.

આ મહાગ્રંથમાં ગીતા શિરોમણિરૂપે બિરાજે છે. તેનો બીજો અધ્યાય ભૌતિક યુદ્ધવ્યવહાર શીખવવાને બદલે સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ શીખવે છે. સ્થિતપ્રજ્ઞને ઐહિક યુદ્ધની સાથે સંબંધ ન હોય એવું તેનાં લક્ષણમાં જ છે એમ મને તો ભાસ્યું છે. સામાન્ય કૌટુંબિક ઝગડાની યોગ્યતા-અયોગ્યતાનો નિર્ણય કરવાને સારુ ગીતા જેવું પુસ્તક ન સંભવે.

ગીતાના કૃષ્ણ મૂર્તિમંત શુદ્ધસંપૂર્ણ જ્ઞાન છે પણ કાલ્પનિક છે. અહીં કૃષ્ણ નામે અવતારી

પુરુષનો નિષેધ નથી. માત્ર સંપૂર્ણ કૃષ્ણ કાલ્પનિક છે, સંપૂર્ણાવતારનું પાછળથી થયેલું આરોપણ છે.

અવતાર એટલે શરીરધારી પુરુષવિશેષ. જીવમાત્ર ઈશ્વરનો અવતાર છે પણ લૌકિક ભાષામાં બધાને આપણે અવતાર નથી કહેતા. જે પુરુષ પોતાના યુગમાં સૌથી શ્રેષ્ઠ ધર્મવાન છે તેને ભવિષ્યની પ્રજા અવતારરૂપે પૂજે છે. આમાં મને કંઈ દોષ નથી લાગતો; એમાં નથી ઈશ્વરની મોટાઈને ઝાંખપ, નથી એમાં સત્યને આઘાત. 'આદમ ખુદા નહિ; લેકિન ખુદા કે નૂર સે આદમ જુદા નહિ.' જેનામાં ધર્મજાગૃતિ પોતાના યુગમાં સહુથી વધારે છે તે વિશેષાવતાર છે. એ વિચાર-શ્રેણીએ કૃષ્ણરૂપી સંપૂર્ણાવતાર આજે હિંદુધર્મમાં સામ્રાજ્ય ભોગવે છે.

આ દશ્ય મનુષ્યની અંતિમ રૂડી અભિલાષાનું સૂચક છે. મનુષ્યને ઈશ્વરરૂપ થયા વિના સુખ વળતું નથી, શાન્તિ થતી નથી. ઈશ્વરરૂપ થવાના પ્રયત્નનું નામ ખરો અને એક જ પુરુષાર્થ. અને આ જ આત્મદર્શન. આ આત્મદર્શન બધા

ધર્મગ્રંથોનો વિષય છે તેમ ગીતાનોયે છે. પણ ગીતાકારે એ વિષયનું પ્રતિપાદન કરવા ગીતા નથી રચી. પણ આત્માર્થીને આત્મદર્શન કરવાનો એક અદ્વિતીય ઉપાય બતાવવાનો ગીતાનો આશય છે. જે વસ્તુ હિંદુ ધર્મગ્રંથોમાં છૂટીછવાઈ જોવામાં આવે છે તેને ગીતાએ અનેક રૂપે અનેક શબ્દોમાં પુનરુક્તિનો દોષ વહોરીને પણ સારી રીતે સ્થાપિત કરી છે.

એ અદ્વિતીય ઉપાય છે કર્મફલત્યાગ.

આ મધ્યબિંદુની આસપાસ ગીતાની બધી ફૂલગૂંથણી છે. ભક્તિ, જ્ઞાન ઇત્યાદિ તેની આસપાસ તારામંડળરૂપે ગોઠવાઈ ગયાં છે. દેહ છે ત્યાં કર્મ તો છે જ. તેમાંથી કોઈ મુક્ત નથી. છતાં દેહને પ્રભુનું મંદિર કરી તે દ્વારા મુક્તિ મળે છે એમ સર્વ ધર્મોએ પ્રતિપાદન કર્યું છે. પણ કર્મમાત્રમાં કંઈક દોષ તો છે જ. મુક્તિ તો નિર્દોષને જ હોય. ત્યારે કર્મબંધનમાંથી એટલે દોષસ્પર્શમાંથી કેમ છુટાય? આનો જવાબ ગીતાજીએ નિશ્ચયાત્મક શબ્દોમાં આપ્યો: 'નિષ્કામ કર્મથી,

યજ્ઞાર્થે કર્મ કરીને, કર્મફલત્યાગ કરીને, બધાં કર્મો કૃષ્ણાર્પણ કરીને એટલે મન, વચન, કાયાને ઈશ્વરમાં હોમી દઈને.'

પણ નિષ્કામતા, કર્મફલત્યાગ કહેવા માત્રથી નથી થતી. એ કેવળ બુદ્ધિનો પ્રયોગ નથી. એ હૃદયમંથનથી જ ઉત્પન્ન થાય છે. એ ત્યાગશક્તિ ઉત્પન્ન કરવાને સારુ જ્ઞાન જોઈએ. એક પ્રકારનું જ્ઞાન તો ઘણા પંડિતો પામે છે. વેદાદિ તેને મોઢે હોય છે, પણ એમનામાંના ઘણા ભોગાદિમાં રચ્યાપચ્યા રહે છે. જ્ઞાનનો અતિરેક શુષ્ક પાંડિત્યરૂપે ન થાય તેથી ગીતાકારે જ્ઞાનની સાથે ભક્તિને ભેળવી, અને તેને પ્રથમ સ્થાન આપ્યું. ભક્તિ વિનાનું જ્ઞાન વિફરે. તેથી કહ્યું, 'ભક્તિ કરો તો જ્ઞાન મળી જ રહેવાનું.' પણ ભક્તિ એ 'શીષતણું સાટું' છે. તેથી ગીતાકારે ભક્તનાં લક્ષણ સ્થિતપ્રજ્ઞનાં જેવાં વર્ણવ્યાં છે.

એટલે ગીતાની ભક્તિ તે વેવલાપણું નહિ. અંધશ્રદ્ધા નહિ. ગીતામાં સૂચવેલા ઉપચારને બાહ્ય ચેષ્ટા કે ક્રિયાની સાથે ઓછામાં ઓછે

સંબંધ છે. માળા, તિલક, અર્ધ્યાદિ સાધનો ભલે ભક્ત વાપરે પણ તે ભક્તિનાં લક્ષણ નથી. જે કોઈનો દ્વેષ નથી કરતો, જે કરુણાનો ભંડાર છે, મમતારહિત છે, જે નિરહંકાર છે, જેને સુખદુઃખ, ટાઢતડકો સરખાં છે, જે ક્ષમાશીલ છે, જે સદાય સંતોષી છે, જેના નિશ્ચય કદી ફરતા નથી, જેણે મન અને બુદ્ધિ ઈશ્વરને અર્પણ કર્યાં છે, જેનાથી લોકો ત્રાસતા નથી, જે લોકોનો ભય નથી રાખતો, જે હર્ષ, શોક ભયાદિથી મુક્ત છે, જે પવિત્ર છે, જે કાર્યદક્ષ છે છતાં તટસ્થ છે, જે શુભાશુભનો ત્યાગ કરનારો છે, જે શત્રુમિત્ર પ્રત્યે સમભાવી છે, જેને માનઅપમાન સરખાં છે, જે સ્તુતિથી ફુલાતો નથી, નિંદાથી ગ્લાનિ પામતો નથી, જે મૌનધારી છે, જેને એકાન્ત પ્રિય છે, જે સ્થિરબુદ્ધિ છે, તે ભક્ત છે. આ ભક્તિ આસક્ત સ્ત્રીપુરુષને વિષે સંભવે નહિ.

એમાંથી આપણે જોઈએ છીએ કે જ્ઞાન પામવું, ભક્ત થવું એ જ આત્મદર્શન. આત્મદર્શન એ તેનાથી ભિન્ન વસ્તુ નથી. જેમ એક રૂપિયો દઈને

ઝેર લાવી શકાય ને અમૃત પણ લાવી શકાય, તેમ જ્ઞાનને કે ભક્તિને બદલે બંધન પણ લાવી શકાય અને મોક્ષ પણ લાવી શકાય એમ નથી. અહીં તો સાધન અને સાધ્ય સાવ એક જ નહિ તો લગભગ એક જ વસ્તુ છે. સાધનની પરાકાષ્ઠા તે જ મોક્ષ. અને ગીતાનો મોક્ષ એટલે પરમ શાન્તિ.

પણ આવા જ્ઞાને અને ભક્તિએ કર્મફલ-ત્યાગની કસોટીએ ચડવાનું રહ્યું. લૌકિક કલ્પનામાં શુષ્ક પંડિત પણ જ્ઞાનીમાં ખપે. તેને કશું કામ કરવાનું હોય નહિ. લોટો સરખો ઉપાડવો એ પણ તેને સારુ કર્મબંધન હોય. યજ્ઞશૂન્ય જ્યાં જ્ઞાની ગણાય ત્યાં લોટો ઉપાડવા જેવી તુચ્છ લૌકિક ક્રિયાને સ્થાન જ ક્યાંથી હોય?

લૌકિક કલ્પનામાં ભક્ત એટલે વેવલો, માળા લઈને જપ જપનાર, સેવાકર્મ કરતાં પણ તેની માળામાં વિક્ષેપ આવે. તેથી તે ખાવાપીવા વગેરે ભોગ ભોગવવાને સમયે જ માળાને હાથમાંથી મૂકે. ઘંટી ચલાવવાને સારુ કે દરદીની સારવાર કરવાને સારુ કદી નહિ.

આ બન્ને વર્ગને ગીતાજીએ સ્પષ્ટ રીતે કહી દીધું, "કર્મ વિના કોઈ સિદ્ધિ પામ્યા નથી. જનકાદિ પણ કર્મ વડે જ્ઞાની થયા. જો હું પણ આળસરહિત થઈને કર્મ ન કર્યા કરું તો આ લોકોનો નાશ થાય." તો પછી લોકોને વિષે તો પૂછવું જ શું હોય?

પણ એક તરફથી કર્મમાત્ર બંધનરૂપ છે એ નિર્વિવાદ છે. બીજી તરફથી દેહી ઇચ્છાઅનિચ્છાએ પણ કર્મ કર્યા કરે છે. શારીરિક કે માનસિક ચેષ્ટામાત્ર કર્મ છે. ત્યારે કર્મ કરતો છતો મનુષ્ય બંધનમુક્ત કેમ રહે? આ કોયડાનો ઉકેલ ગીતાજીએ જેવી રીતે કર્યો છે તેવો બીજા એક પણ ધર્મ-ગ્રન્થે કર્યો મારી જાણમાં નથી. ગીતા કહે છે: "ફલાસક્તિ છોડો ને કર્મ કરો," "નિરાશી થાઓ ને કર્મ કરો." "નિષ્કામ થઇને કર્મ કરો." એ ગીતાજીનો ન ભુલાય એવો ધ્વનિ છે. કર્મ છોડે તે પડે. કર્મ કરતો છતો તેનાં ફળ છોડે તે ચડે.

અહીં ફલત્યાગ એટલે ત્યાગીને ફળ મળતું નથી એવો અર્થ કોઈ ન કરે. ગીતાજીમાં એવા અર્થને ક્યાંયે સ્થાન નથી. ફલત્યાગ એટલે ફળને વિષે આસક્તિનો અભાવ. ખરું જોતાં ફલત્યાગીને હજારગણું ફળ મળે છે. ગીતાના ફલત્યાગમાં તો અખૂટ શ્રદ્ધાની પરીક્ષા છે. જે મનુષ્ય પરિણામનું ધ્યાન ધર્યા કરે છે તે ઘણીવાર કર્મ — કર્તવ્ય — ભ્રષ્ટ થાય છે. તેને અધીરાઈ આવે છે, તેથી તે ક્રોધને વશ થાય છે, ને પછી તે ન કરવાનું કરવા મંડે છે, એક કર્મમાંથી બીજામાં ને બીજામાંથી ત્રીજામાં પડ્યે જાય છે. પરિણામનું ચિન્તવન કરનારની સ્થિતિ વિષયાન્ધના જેવી થઈ જાય છે, ને છેવટે તે વિષયીની જેમ સારાસારનો, નીતિઅનીતિનો વિવેક છોડી દે છે, ને ફળ મેળવવા સારુ ગમે તે સાધનનો ઉપયોગ કરે છે, ને તેને ધર્મ માને છે.

ફલાસક્તિનાં આવાં કડવાં પરિણામોમાંથી ગીતાકારે અનાસક્તિનો એટલે કર્મફલત્યાગનો સિદ્ધાન્ત ઘટાવ્યો ને જગતની પાસે અતિશય આકર્ષક

ભાષામાં મૂક્યો. સામાન્ય માન્યતા એવી હોય છે કે ધર્મ અને અર્થ વિરોધી વસ્તુ છે; 'વ્યાપાર ઇત્યાદિ લૌકિક વ્યવહારમાં ધર્મ સચવાય નહિ, ધર્મને સ્થાન હોય નહિ, ધર્મનો ઉપયોગ કેવળ મોક્ષને અર્થે કરાય. ધર્મને સ્થાને ધર્મ શોભે, અર્થને સ્થાને અર્થ.' મારી મતિ પ્રમાણે ગીતાકારે વહેમને દૂર કર્યો છે. તેણે મોક્ષ અને વ્યવહાર વચ્ચે આવો ભેદ રાખ્યો નથી. પણ વ્યવહારમાં ધર્મને ઉતાર્યો છે. જે ધર્મ વ્યવહારમાં ન લાવી શકાય તે ધર્મ નથી એવી સૂચના ગીતામાં છે એમ મને લાગ્યું છે. એટલે ગીતાના અભિપ્રાય પ્રમાણે જે કર્મ આસક્તિ વિના થઈ જ ન શકે એવાં હોય તે બધાં ત્યાજ્ય છે. આવો સુવર્ણ નિયમ મનુષ્યને અનેક ધર્મસંકટોમાંથી બચાવે છે. આ અભિપ્રાય પ્રમાણે ખૂન, જૂઠું, વ્યભિચાર ઇત્યાદિ કર્મો સહેજે ત્યાજ્ય થઈ જાય છે. મનુષ્ય-જીવન સરળ થાય છે ને સરળતામાંથી શાન્તિ ઉદ્ભવે છે. ફલત્યાગ એટલે પરિણામને વિષે બેદરકારી એવો અર્થ પણ નથી. પરિણામ,

સાધનનો વિચાર અને તેનું જ્ઞાન અત્યાવશ્યક છે. એ થયા પછી જે મનુષ્ય પરિણામની ઇચ્છા કર્યાં વિના સાધનમાં તન્મય રહે છે તે ફલત્યાગી છે.

આ વિચારશ્રેણીને અનુસરતાં મને એમ લાગ્યું છે કે ગીતાજીનાં શિક્ષણને અમલમાં મૂકનારને સહેજે સત્ય અને અહિંસાનું પાલન કરવું પડે છે. ફલાસક્તિ વિના મનુષ્યને નથી અસત્ય બોલવાની લાલચ થતી, નથી હિંસા કરવાની. ગમે તે હિંસાનું કે અસત્યનું કાર્ય આપણે લઈએ તો એમ જણાશે કે તેની પાછળ પરિણામની ઇચ્છા રહેલી જ છે. પણ અહિંસાનું પ્રતિપાદન ગીતાનો વિષય નથી. ગીતાકાળની પૂર્વે પણ અહિંસા પરમ-ધર્મરૂપે મનાતી હતી. ગીતાને તો અનાસક્તિનો સિદ્ધાન્ત બતાવવો હતો. બીજા અધ્યાયમાં જ આ વાત સ્પષ્ટ થઈ જાય છે.

પણ જો ગીતાને અહિંસા માન્ય હતી અથવા અનાસક્તિમાં અહિંસા સહેજે આવી જ જાય છે તો ગીતાકારે ભૌતિક યુદ્ધને ઉદાહરણરૂપે પણ કેમ

લીધું? ગીતાયુગમાં અહિંસા ધર્મ મનાતા છતાં ભૌતિક યુદ્ધ સર્વસામાન્ય વસ્તુ હોઈ ગીતાકારને એવા યુદ્ધનું ઉદાહરણ લેતાં સંકોચ ન થયો, ન થાય.

પણ ફલત્યાગના મહત્ત્વનું માપ કાઢતાં ગીતાકારના મનમાં શા વિચાર હતા, તેણે અહિંસાની મર્યાદા ક્યાં બાંધી હતી, તે આપણે વિચારવાપણું નથી રહેતું. કવિ મહત્ત્વના સિદ્ધાન્તો જગતની આગળ મૂકે છે; તેથી તે હમેશાં પોતે આપેલા સિદ્ધાન્તોનું મહત્ત્વ સંપૂર્ણતાએ ઓળખે છે, અથવા ઓળખ્યા પછી બધું ભાષામાં મૂકી શકે છે, એમ નથી હોતું. એમાં કાવ્યનો અને કવિનો મહિમા છે. કવિના અર્થનો અંત જ નથી. જેમ મનુષ્યનો તેમ જ મહાવાક્યોના અર્થનો વિકાસ થયા જ કરે છે. ભાષાઓનો ઇતિહાસ તપાસીએ તો આપણે જોઈએ છીએ કે ઘણા મહાન શબ્દોના અર્થ નિત્ય નવા થયા કર્યા છે. તેમ ગીતાના અર્થને વિષે પણ છે. ગીતાકારે પોતે મહાન રૂઢ શબ્દોના અર્થ વિસ્તાર્યા છે. ગીતા ઉપરટપકે તપાસતાં પણ આપણે

એ જોઈ શકીએ છીએ. ગીતાયુગ પૂર્વે કદાચ યજ્ઞમાં પશુહિંસા માન્ય ગણાતી હોય. ગીતાના યજ્ઞમાં તેની ગંધ સરખીયે નથી. તેમાં તો જપ-યજ્ઞ એ યજ્ઞનો રાજા છે. ત્રીજો અધ્યાય સૂચવે છે કે યજ્ઞ એટલે મુખ્યપણે પરોપકારાર્થે શરીરનો ઉપયોગ. ત્રીજો અને ચોથો અધ્યાય મેળવીને બીજી વ્યાખ્યાઓ પણ ઘટાવી શકાય. પણ પશુહિંસા નહિ ઘટાવાય. તેમ જ ગીતાના સંન્યાસના અર્થને વિષે છે. કર્મમાત્રનો ત્યાગ ગીતાના સંન્યાસને ભાવતો જ નથી. ગીતાનો સંન્યાસી અતિકર્મી છે છતાં અતિ-અ-કર્મી છે; આમ ગીતાકારે મહાન શબ્દોના વ્યાપક અર્થ કરીને પોતાની ભાષાનો પણ વ્યાપક અર્થ કરવાનું આપણને શીખવ્યું છે. ભૌતિક યુદ્ધ સંપૂર્ણ કર્મફલત્યાગીથી થઈ શકે એવું ગીતાકારની ભાષાના અક્ષરમાંથી ભલે નીકળતું હોય. પણ ગીતાના શિક્ષણને પૂર્ણતાએ અમલમાં મૂકવાનો લગભગ ૪૦ વર્ષ પર્યન્ત સતત પ્રયત્ન કરતાં મને તો નમ્રપણે એમ લાગ્યું છે કે સત્ય અને અહિંસાના સંપૂર્ણ

પાલન વિના સંપૂર્ણ કર્મફલત્યાગ મનુષ્યને વિષે અસંભવિત છે.

ગીતા સૂત્રગ્રન્થ નથી. ગીતા એક મહાન ધર્મ-કાવ્ય છે. તેમાં જેમ ઊંડા ઊતરો તેમ તેમાંથી નવા ને સુન્દર અર્થો મેળવો. ગીતા જનસમાજને સારુ હોઈ તેમાં એક જ વસ્તુને ઘણી રીતે કહી દીધી છે. એટલે ગીતામાં આવેલા મહાશબ્દોના અર્થ યુગેયુગે બદલાશે ને વિસ્તાર પામશે. ગીતાનો મૂળ મંત્ર કદી નહિ બદલાય. એ મંત્રને જે રીતે સાધી શકાય તે રીતે જિજ્ઞાસુ ગમે તે અર્થ કરે.

ગીતા વિધિનિષેધ બતાવનાર પણ નથી. એકને સારુ જેવિહિત હોય તે બીજાને સારુ નિષિદ્ધ હોય. એક કાળે કે એક દેશમાં જે વિહિત હોય તે બીજે કાળે, બીજા દેશમાં નિષિદ્ધ હોય. નિષિદ્ધ માત્ર ફલાસક્તિ છે, વિહિત અનાસક્તિ છે.

ગીતામાં જ્ઞાનનો મહિમા જળવાયો છે. ગીતા બુદ્ધિગમ્ય નથી, એ હૃદયગમ્ય છે તેથી તે અશ્રદ્ધાળુને સારુ નથી. ગીતાકારે જ કહ્યું છે:

"જે તપસ્વી નથી, જે ભક્ત નથી, જે સાંભળવા ઇચ્છતો નથી, અને જે મારો દ્વેષ કરે છે તેને આ (જ્ઞાન) તું કદી ન કહેજે." (૧૮:૬૭)

"પણ આ પરમ ગુહ્ય જ્ઞાન જે મારા ભક્તોને આપશે તે મારી પરમ ભક્તિ કરવાથી નિઃશંક મને પામશે." (૧૮:૬૮)

"વળી જે મનુષ્ય દ્વેષરહિત થઈને શ્રદ્ધાપૂર્વક માત્ર સાંભળશે તે પણ મુક્ત થઈને પુણ્યવાન જ્યાં વસે છે તે શુભલોકને પામશે." (૧૮:૭૧)

કૌસાની (હિમાલય)
સોમવાર
જેઠ વદી ૨, ૧૯૮૫
તા. ૨૪-૬-'૨૯

**મોહનદાસ કરમચંદ ગાંધી**

# ૧
# અર્જુનવિષાદયોગ

**જિજ્ઞાસા વિના જ્ઞાન નથી. દુઃખ વિના સુખ નથી. ધર્મસંકટ—હૃદયમંથન સહુ જિજ્ઞાસુને એક વખત થાય જ છે.**

ધૃતરાષ્ટ્ર બોલ્યા:

હે સંજય! મને કહો ધર્મક્ષેત્રરૂપ કુરુક્ષેત્રમાં યુદ્ધ કરવાની ઇચ્છાથી એકઠા થયેલા મારા અને પાંડુના પુત્રોએ શું કર્યું? ૧.

**નોંધ:** આ શરીરરૂપી ક્ષેત્ર એ ધર્મક્ષેત્ર છે; કેમકે એ મોક્ષનું દ્વાર થઈ શકે છે. પાપમાં તેની ઉત્પત્તિ છે અને પાપનું એ ભાજન થઈ રહે છે; તેથી તે કુરુક્ષેત્ર છે.

કૌરવ એટલે આસુરી વૃત્તિઓ. પાંડુપુત્રો એટલે દૈવી વૃત્તિઓ. પ્રત્યેક શરીરમાં સારી અને નઠારી વૃત્તિઓ વચ્ચે યુદ્ધ ચાલ્યાં જ કરે છે એમ કોણ નથી અનુભવતું?

**સંજય બોલ્યા:**

તે સમયે પાંડવોની સેનાને ગોઠવાયેલી જોઈને રાજા દુર્યોધન આચાર્ય દ્રોણની પાસે જઈને બોલ્યા: ૨.

હે આચાર્ય, આપના બુદ્ધિમાન શિષ્ય દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ને ગોઠવેલી પાંડવોની આ મોટી સેના જુઓ. ૩.

અહીં ભીમ અર્જુન જેવા લડવામાં શૂરવીર ધનુર્ધારી, યુયુધાન (સાત્યકી), વિરાટ અને મહારથી દ્રુપદરાજ, ૪.

ધૃષ્ટકેતુ, ચેકિતાન, શૂરવીર કાશિરાજ, પુરુજિત્ કુંતિભોજ, અને મનુષ્યોમાં શ્રેષ્ઠ શૈબ્ય, ૫.

તેમજ પરાક્રમી યુધામન્યુ, બળવાન ઉત્તમૌજા, સુભદ્રાપુત્ર (અભિમન્યુ) અને દ્રૌપદીના પુત્રો આ બધા મહારથી છે. ૬.

હે બ્રાહ્મણશ્રેષ્ઠ! હવે આપણા જે મુખ્ય યોદ્ધા છે તેમને આપ ઓળખો. મારી સેનાના નાયકોનાં નામ હું આપના ધ્યાન પર લાવવા સારુ કહું. ૭.

એક તો આપ, ભીષ્મ, કર્ણ, યુદ્ધમાં જયવાન એવા કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ અને સોમદત્તના પુત્ર ભૂરિશ્રવા. ૮.

બીજા પણ ઘણા નાના પ્રકારનાં શસ્ત્રોથી લડનારા શૂરવીરો છે જેઓ મારે અર્થે પ્રાણ દેનારા છે. તેઓ બધા યુદ્ધમાં કુશળ છે. ૯.

ભીષ્મે રક્ષેલી આપણી સેનાનું બળ અપૂર્ણ છે, પણ ભીમથી રક્ષિત તેમની સેના પૂરી છે. ૧૦.

તેથી તમે બધા પોતપોતાને સ્થાનેથી બધે માર્ગે ભીષ્મપિતામહની રક્ષા બરોબર કરજો. ૧૧.

(આમ દુર્યોધને કહ્યું.)

**એટલે** તેને હર્ષ પમાડતા કુરુવૃદ્ધ પ્રતાપી પિતામહે ઊંચે સ્વરે સિંહનાદ કરીને શંખ વગાડ્યો. ૧૨.

એ ઉપરથી શંખો, નગારાં, ઢોલ, મૃદંગ અને રણશિંગાં એકસાથે વાગી ઊઠ્યાં. એ અવાજ ભયંકર હતો. ૧૩.

એવામાં સફેદ ઘોડાવાળા મોટા રથમાં બેઠેલા શ્રીકૃષ્ણે અને અર્જુને દિવ્ય શંખો વગાડ્યા. ૧૪.

શ્રીકૃષ્ણે પાંચજન્ય શંખ વગાડ્યો. ધનંજય — અર્જુને દેવદત્ત શંખ વગાડ્યો. ભયાનક કર્મ-વાળા ભીમે પૌંડ્ર નામનો મહાશંખ વગાડ્યો. ૧૫.

કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિરે અનંતવિજય નામે શંખ વગાડ્યો ને નકુલે સુઘોષ તથા સહદેવે મણિપુષ્પક નામે શંખ વગાડ્યો. ૧૬.

મોટા ધનુષવાળા કાશિરાજ, મહારથી શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટરાજ, અજેય સાત્યકી, ૧૭.

દ્રુપદરાજ, દ્રૌપદીના પુત્રો, સુભદ્રાપુત્ર મહાબાહુ અભિમન્યુ આ બધાએ, હે રાજન્! પોતપોતાના શંખ વગાડ્યા. ૧૮.

પૃથ્વી અને આકાશને ગજાવતા એ ભયંકર નાદે કૌરવોનાં હૃદયને ચીરી નાંખ્યાં. ૧૯.

હે રાજન્! હવે જેની ધજામાં હનુમાન છે એવા અર્જુને કૌરવોને ગોઠવાયેલા જોઈને હથિયાર

ચાલવાની તૈયારીને સમયે પોતાનું ધનુષ ચડાવી હૃષીકેશને આ વચન કહ્યાં: અર્જુન બોલ્યા: 'હે અચ્યુત! મારા રથને બે સેનાની વચ્ચે ઊભો રાખો; ૨૦–૨૧.

'એટલે યુદ્ધની કામનાથી ઊભેલાને હું નિરખું અને જાણું કે આ રણસંગ્રામમાં મારે કોની સાથે લડવાનું છે; ૨૨.

'દુર્બુદ્ધિ દુર્યોધનનું લડાઈમાં પ્રિય કરવાની ઇચ્છાવાળા જે યોદ્ધાઓ એકઠા થયેલા છે તેમને હું જોઉં તો ખરો.' ૨૩.

સંજય બોલ્યા:

હે રાજન્! જ્યારે અર્જુને આમ શ્રીકૃષ્ણને કહ્યું ત્યારે તેમણે બન્ને સેનાઓ વચ્ચે, બધા રાજાઓ અને ભીષ્મ દ્રોણની સામે ઉત્તમ રથ ખડો કરીને કહ્યું: 'હે પાર્થ! એકઠા થયેલા આ કૌરવોને જો.' ૨૪–૨૫.

**ત્યાં** બન્ને સેનાઓમાં રહેલા વડીલો, પિતામહ, આચાર્ય, મામા, ભાઈઓ, પુત્રો, પૌત્રો, ગોઠિયાઓ, સસરાઓ અને સ્નેહીઓને અર્જુને જોયા. એ બધા બાંધવોને આમ ઊભેલા જોઈ ખેદ ઉત્પન્ન થવાથી દીન બનેલા કુંતીપુત્ર આ પ્રમાણે બોલ્યા. ૨૬–૨૭–૨૮.

**અર્જુન બોલ્યા:**

હે કૃષ્ણ! લડવાને સારુ ઉત્સુક થઈ ભેળા થયેલા આ સગાસ્નેહીને જોઈને મારાં ગાત્ર ઢીલાં થઈ જાય છે. મોઢું સુકાય છે, શરીરમાં ધ્રૂજારી છૂટે છે અને રૂવાં ઊભાં થાય છે. ૨૮–૨૯.

હાથમાંથી ગાંડીવ સરી જાય છે, ચામડી બહુ બળે છે. મારાથી ઊભા રહેવાતું નથી, કેમકે મારું મગજ ફરતું જેવું લાગે છે. ૩૦.

વળી હે કેશવ! હું તો વિપરીત ચિહ્નો જોઉં છું. યુદ્ધમાં સ્વજનને મારીને કંઈ શ્રેય નથી જોતો. ૩૧.

તેમને મારીને હું નથી વિજય ઇચ્છતો, નથી રાજ્ય અને સુખ ઇચ્છતો; હે ગોવિન્દ! મારે રાજ્યનું કે ભોગનું કે જીવતરનું શું કામ છે? ૩૨.

જેમને સારુ રાજ્ય, ભોગ અને સુખ આપણે ઇચ્છયું તેઓ આ આચાર્ય, કાકા, પુત્રો, પિતામહ, મામા, સસરા, પૌત્રો, સાળા અને બીજા સંબંધીજન જીવવાની અને ધનની આશા છોડીને લડાઈને સારુ ઊભેલા છે. ૩૩–૩૪.

મને તેઓ મારી નાંખે અથવા મને ત્રણ લોકનું રાજ્ય મળે તોપણ હે મધુસૂદન! હું તેમને હણવા નથી ઇચ્છતો, તો પછી એક જમીનના ટુકડાને સારુ કેમ હણું? ૩૫.

હે જનાર્દન! ધૃતરાષ્ટ્રના પુત્રોને હણીને મને શો આનંદ થાય? આ આતતાયીઓને પણ હણીને અમને પાપ જ લાગે. ૩૬.

તેથી હે માધવ! મારા પોતાના જ બાંધવ ધૃતરાષ્ટ્રના પુત્રોને અમારે હણવા એ યોગ્ય નથી. સ્વજનને જ હણીને કેમ સુખી થઈએ? ૩૭.

લોભથી જેમનાં ચિત્ત મલિન થઈ ગયાં છે તેઓ કુલનાશથી થતા દોષને અને મિત્રદ્રોહના પાપને ભલે ન જોઈ શકે, પણ હે જનાર્દન! કુલ-નાશથી થતા દોષને સમજનાર અમે આ પાપમાંથી બચતાં કેમ ન જાણીએ? ૩૮–૩૯.

કુલના નાશથી સનાતન કુલધર્મોનો નાશ થાય, અને ધર્મનો નાશ થાય તો અધર્મ આખા કુલને ડુબાવી દે. ૪૦.

હે કૃષ્ણ! અધર્મની વૃદ્ધિ થવાથી કુલસ્ત્રીઓ દૂષિત થાય. અને તેમના દૂષિત થવાથી વર્ણનો સંકર થાય. ૪૧.

આવા સંકરથી કુલઘાતકનો અને તેના કુલનો નરકમાં વાસ થાય છે અને પિંડોદકની ક્રિયાથી વંચિત રહેવાથી તેના પિતરોની અવગતિ થાય છે. ૪૨.

કુલઘાતક લોકોના આ વર્ણસંકરને ઉત્પન્ન કરનારા દોષોથી સનાતન જાતિધર્મો અને કુલ-ધર્મોનો નાશ થાય છે. ૪૩.

હે જનાર્દન! જેના કુલધર્મનો નાશ થયો હોય એવા મનુષ્યોનો અવશ્ય નરકમાં વાસ થાય છે એવું આપણે સાંભળતા આવ્યા છીએ. ૪૪.

અરે, કેવી દુઃખની વાત છે કે અમે મહાપાપ કરવાને તૈયાર થયા છીએ; એટલે કે રાજ્યસુખને લોભે સ્વજનને હણવા તત્પર થયા છીએ! ૪૫

શસ્ત્ર વિનાના અને સામે ન થનારા મને ધૃતરાષ્ટ્રના શસ્ત્રધારી પુત્રો રણમાં હણે તો તે મારે સારુ અતિ કલ્યાણકારક થાય. ૪૬.

**સંજય બોલ્યા:**

આમ બોલીને રણમધ્યે શોકથી વ્યગ્રચિત્ત થયેલા અર્જુન ધનુષબાણને પડતાં મૂકીને રથના પાછલા ભાગમાં બેસી ગયા. ૪૭.

ૐ તત્સત્

આમ શ્રીમદ્ભગવદ્ગીતારૂપી ઉપનિષદ એટલે બ્રહ્મવિદ્યાને વિષે આવેલ યોગશાસ્ત્રનો શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો અર્જુનવિષાદયોગ નામે પ્રથમ અધ્યાય પૂરો થયો.

## ૨

# સાંખ્યયોગ

**મોહને વશ થઈ મનુષ્ય અધર્મને ધર્મ માને છે. મોહને લીધે પોતીકા અને પારકા એવો ભેદ અર્જુને કર્યો. એ ભેદ મિથ્યા છે એમ બતાવતાં શ્રીકૃષ્ણ દેહ અને આત્માની ભિન્નતા બતાવે છે, દેહની અનિત્યતા અને પૃથક્તા તથા આત્માની નિત્યતા અને તેની એકતા બતાવે છે. મનુષ્ય કેવળ પુરુષાર્થનો અધિકારી છે, પરિણામનો નથી. તેથી તેણે કર્તવ્યનો નિશ્ચય કરી નિશ્ચિંત રહી તેને વિષે પરાયણ રહેવું. એવી પરાયણતાથી તે મોક્ષની પ્રાપ્તિને સાધી શકે છે.**

સંજય બોલ્યા:

આમ કરુણાથી દીન થઈ ગયેલા અને અશ્રુપૂર્ણ વ્યાકુળ નેત્રોવાળા દુ:ખી અર્જુન પ્રત્યે મધુસૂદને આ વચન કહ્યાં. ૧.

**શ્રીભગવાન બોલ્યા:**

હે અર્જુન! શ્રેષ્ઠ પુરુષોને અયોગ્ય, સ્વર્ગથી વિમુખ રાખનાર અને અપજશ દેનાર એવો આ મોહ તને આવી વિષમ ઘડીએ ક્યાંથી થઈ આવ્યો? ૨.

હે પાર્થ! તું નામર્દ ન થા. એ તને ન શોભે. હૃદયની પામર નિર્બળતાનો ત્યાગ કરી હે પરંતપ! તું ઊઠ. ૩.

**અર્જુન બોલ્યા:**

હે મધુસૂદન! ભીષ્મને અને દ્રોણને રણભૂમિમાં બાણો વડે હું કેમ હણું? હે અરિસૂદન! એઓ તો પૂજનીય છે. ૪.

મહાનુભાવ ગુરુજનને ન મારીને આ લોકમાં ભિક્ષાન્ન ખાવું એ પણ સારું છે. કેમકે ગુરુજનને મારીને તો મારે લોહીથી ખરડાયેલા અર્થ અને કામરૂપ ભોગો જ ભોગવવા રહ્યા. ૫.

હું જાણતો નથી કે એમાંથી શું સારું ગણાય, અમે જીતીએ એ કે તેઓ અમને જીતે એ. જેમને મારીને હું જીવવા નથી ઇચ્છતો તે ધૃતરાષ્ટ્રના પુત્રો આ સામે ઊભા છે. ૬.

કાયરતાથી મારી (જાત) વૃત્તિ મારી ગઈ છે. કર્તવ્યને વિષે હું મૂઢ થયો છું. તેથી જેમાં મારું હિત હોય તે મને નિશ્ચયપૂર્વક કહેવા તમને વીનવું છું. હું તમારો શિષ્ય છું. તમારે શરણ આવ્યો છું. મને દોરો. ૭.

આ લોકમાં ધનધાન્યસંપન્ન નિષ્કંટક રાજ્ય મળે અને ઇન્દ્રાસન મળે તેમાંયે ઇન્દ્રિયોને ચૂસી લેનાર મારા શોકને ટાળનારું હું કંઈ જોતો નથી. ૮.

સંજય બોલ્યા:

હે રાજન્! ગુડાકેશ અર્જુન હૃષીકેશ ગોવિન્દને ઉપર પ્રમાણે કહી 'નહિ લડું' એમ બોલી શાંત થઈ ગયા. ૯.

હે ભારત! એ બંને સેનાની મધ્યમાં ઉદાસ થઈ બેઠેલા અર્જુનને હસતા નહિ હોય તેમ હૃષીકેશે આ વચન કહ્યાં: ૧૦.

શ્રીભગવાન બોલ્યા:

તું શોક ન કરવા યોગ્યનો શોક કરે છે, અને પંડિતાઈના બોલ બોલે છે, પણ પંડિતો મૂઆ-જીવતાનો શોક નથી કરતા. ૧૧.

કેમકે ખરૂં જોતાં હું, તું કે આ રાજા કોઈ કાળમાં નહોતા અથવા હવે પછી નહિ હોઈએ એવું કંઈ નથી. ૧૨.

દેહધારીને જેમ આ દેહને વિષે કૌમાર, યૌવન અને જરાની પ્રાપ્તિ થાય છે તેમ જ અન્ય દેહની પ્રાપ્તિ પણ થાય છે. તેને વિષે બુદ્ધિમાન પુરુષ મોહ નથી પામતો. ૧૩.

હે કૌન્તેય! ઇન્દ્રિયોના સ્પર્શો ઠંડી, ગરમી, સુખ અને દુઃખ દેનારા હોય છે. તે અનિત્ય હોય છે, આવે છે ને જાય છે. તેને તું સહન કર. ૧૪.

હે પુરુષશ્રેષ્ઠ, સુખદુઃખમાં સમ રહેનાર જે બુદ્ધિમાન પુરુષને આ વિષયો વ્યાકુળ નથી કરતા તે મોક્ષને યોગ્ય બને છે. ૧૫

અસત્‌ની હસ્તી નથી, ને સત્‌નો નાશ નથી. આ બન્નેનો નિર્ણય જ્ઞાનીઓએ જાણ્યો છે. ૧૬.

જે વડે આ અખિલ જગત વ્યાપ્ત છે તેને તું અવિનાશી જાણજે. આ અવ્યયનો નાશ કરવા કોઈ સમર્થ નથી. ૧૭.

નિત્ય રહેનાર, અમાપ અને અવિનાશી દેહીના આ દેહો નાશવંત કહ્યા છે, તેથી હે ભારત! તું યુદ્ધ કર. ૧૮.

જે આને હણનાર માને છે અને જે આને હણાયેલો માને છે એ બન્ને કંઈ જાણતા નથી. આ (આત્મા) નથી હણતો, નથી હણાતો. ૧૯.

આ કદી જન્મતો નથી, મરતો નથી; આ હતો અને હવે પછી થવાનો નથી એવુંયે નથી; તેથી તે અજન્મા છે, નિત્ય છે, શાશ્વત છે, પુરાતન છે; શરીરનો નાશ થવાથી તેનો નાશ થતો નથી. ૨૦.

હે પાર્થ! જે પુરુષ આત્માને અવિનાશી, નિત્ય, અજન્મા અને અવ્યય માને છે તે કોને કેવી રીતે, હણાવે છે કે કોને હણે છે? ૨૧.

જેમ મનુષ્ય જૂનાં વસ્ત્રોને નાંખી દઈ નવાં ધારણ કરે છે, તેમ દેહધારી જીર્ણ થઈ ગયેલા દેહને છોડી બીજા નવા દેહને પામે છે. ૨૨.

એ (આત્મા)ને શસ્ત્રો છેદતાં નથી, અગ્નિ બાળતો નથી, પાણી પલાળતું નથી, વાયુ સૂકવતો નથી. ૨૩.

આ છેદી શકાતો નથી, બાળી શકાતો નથી, કે પલાળી શકાતો નથી, સૂકવી શકાતો નથી. આ નિત્ય છે, સર્વગત છે, સ્થિર છે, અચળ છે અને સનાતન છે. ૨૪.

વળી આ ઇંદ્રિય અને મનને અગમ્ય છે, વિકારરહિત કહેવાયો છે, માટે એને તેવો જાણીને તારે શોક કરવો ઉચિત નથી. ૨૫.

અથવા જો તું આને નિત્ય જન્મવાવાળો અને મરવાવાળો માને તોયે હે મહાબાહો! તારે શોક કરવો ઉચિત નથી. ૨૬.

જન્મેલાને મૃત્યુ અને મરેલાને જન્મ અનિવાર્ય છે. તેથી જે અનિવાર્ય છે તેનો શોક કરવો યોગ્ય નથી. ૨૭.

હે ભારત! ભૂતમાત્રની જન્મ પૂર્વની અને મરણ પછીની સ્થિતિ જોઈ શકાતી નથી; તે અવ્યક્ત છે, વચ્ચેની સ્થિતિ જ વ્યક્ત થાય છે. આમાં ચિંતાનું શું કારણ હોય? ૨૮

**નોંધ:** ભૂત એટલે સ્થાવરજંગમ સૃષ્ટિ.

કોઈ આને આશ્ચર્યસરખો જુએ છે, બીજા તેને આશ્ચર્યસરખો વર્ણવે છે; વળી બીજા તેને આશ્ચર્ય-સરખો વર્ણવાયેલો સાંભળે છે, અને સાંભળવા છતાં કોઈ તેને જાણતા નથી. ૨૯.

હે ભારત! બધાના દેહમાં રહેલો આ દેહધારી આત્મા નિત્ય અવધ્ય છે; તેથી તારે ભૂતમાત્રને વિષે શોક કરવો ઘટતો નથી. ૩૦.

**નોંધ:** આટલે લગી શ્રીકૃષ્ણે બુદ્ધિપ્રયોગથી આત્માનું નિત્યત્વ અને દેહનું અનિત્યત્વ બતાવી સૂચવ્યું કે જો કોઈ સ્થિતિમાં દેહ નાશ કરવો યોગ્ય ગણાય તો સ્વજન-

પરજનનો ભેદ કરી કૌરવ સગા છે તેથી તેને કેમ હણાય એ વિચાર મોહજન્ય છે. હવે અર્જુનને ક્ષત્રિયધર્મ શો છે તે બતાવે છે.

સ્વધર્મને સમજીને પણ તારે અચકાવું ઉચિત નથી, કારણકે ધર્મયુદ્ધ કરતાં ક્ષત્રિયને બીજું કંઈ વધારે શ્રેયસ્કર હોય નહિ. ૩૧.

હે પાર્થ! આમ પોતાની મેળે પ્રાપ્ત થયેલું ને જાણે સ્વર્ગદ્વાર જ નહિ ખૂલ્યું હોય એવું યુદ્ધ તો ભાગ્યશાળી ક્ષત્રિયોને જ મળે છે. ૩૨.

જો તું આ ધર્મપ્રાપ્ત સંગ્રામ નહિ કરે તો સ્વધર્મ અને કીર્તિ ખોઈ પાપ વહોરી લઈશ. ૩૩.

બધા લોકો તારી નિંદા નિરંતર કર્યાં કરશે. અને માન પામેલાને માટે અપકીર્તિ એ મરણ કરતાં પણ બૂરી છે. ૩૪.

જે મહારથીઓથી તું માન પામ્યો છે તેઓ તને ભયને લીધે રણમાંથી નાઠો માનશે અને તને તુચ્છ ગણશે. ૩૫.

અને તારા શત્રુઓ તારા બળને નિંદતાનિંદતા ન બોલવાના અનેક બોલ બોલશે. આથી વધારે દુઃખકર બીજું શું હોઈ શકે? ૩૬.

જો તું હણાઈશ તો તને સ્વર્ગ મળશે. જો તું જીતીશ તો પૃથ્વી ભોગવશે. તેથી હે કૌન્તેય! લડવાનો નિશ્ચય કરીને તું ઊભો થા. ૩૭.

**નોંધ**: આમ ભગવાને આત્માનું નિત્યત્વ અને દેહનું અનિત્યત્વ બતાવ્યું. વળી સહજપ્રાપ્ત યુદ્ધ કરવામાં ક્ષત્રિયને ધર્મનો બાધ હોય નહિ એમ પણ બતાવ્યું. એટલે ૩૧મા શ્લોકથી ભગવાને પરમાર્થની સાથે ઉપયોગનો મેળ સાધ્યો. આટલું કહીને ભગવાન ગીતાના મુખ્ય બોધનો પ્રવેશ એક શ્લોકમાં કરાવે છે.

સુખ અને દુઃખ, લાભ અને હાનિ, જય અને પરાજય સરખાં માની લડવા સારુ તત્પર થા. એમ કરવાથી તને પાપ નહિ લાગે. ૩૮.

મેં તને સાંખ્યસિદ્ધાન્ત (તર્કવાદ) પ્રમાણે તારા કર્તવ્યની આ સમજ પાડી.

હવે યોગવાદ પ્રમાણે સમજ પાડું છું તે સાંભળ. એનો આશ્રય લેવાથી તું કર્મબંધનો તોડી શકીશ. ૩૯.

આમાં આરંભનો નાશ નથી. વિપરીત પરિણામ આવતું નથી. આ ધર્મનું યત્કિંચિત પાલન પણ મહાભયમાંથી ઉગારી લે છે. ૪૦.

હે કુરુનન્દન! યોગવાદીની નિશ્ચયાત્મક બુદ્ધિ એકરૂપ હોય છે, પણ અનિશ્ચયવાળાની બુદ્ધિઓ બહુ શાખાવાળી અને અનંત હોય છે. ૪૧.

**નોંધ:** બુદ્ધિ એક મટી અનેક (બુદ્ધિઓ) થાય છે ત્યારે તે બુદ્ધિ મટી વાસનાનું રૂપ લે છે. તેથી બુદ્ધિઓ એટલે વાસના.

અજ્ઞાની વેદિયા, 'આ સિવાય બીજું કંઈ નથી' એવું બોલનારા, કામનાવાળા, સ્વર્ગને શ્રેષ્ઠ માનનારા, જન્મમરણરૂપી કર્મનાં ફળો દેનારી, ભોગ અને ઐશ્વર્ય મેળવવાને માટે કરવાનાં કર્મોનાં વર્ણનથી ભરેલી વાણી મલાવીમલાવીને બોલે છે; ભોગ અને ઐશ્વર્યને વિષે આસક્ત થયેલા તેમની તે બુદ્ધિ મરાઈ જાય છે; તેમની બુદ્ધિ નથી નિશ્ચયવાળી

હોતી, અને નથી સમાધિને વિષે તે સ્થિર થઈ શકતી. ૪૨–૪૩–૪૪.

**નોંધ:** યોગવાદની વિરુદ્ધ કર્મકાંડ અથવા વેદવાદનું વર્ણન ઉપલા ત્રણ શ્લોકમાં આવ્યું. કર્મકાંડ અથવા વેદવાદ એટલે ફળ ઉપજાવવા મથનારી અસંખ્ય ક્રિયાઓ. આ ક્રિયાઓ વેદના રહસ્યથી, વેદાન્તથી અલગ અને અલ્પ પરિણામવાળી હોવાથી નિરર્થક છે.

હે અર્જુન! જે ત્રણ ગુણો વેદનો વિષય છે તેમનાથી તું અલિપ્ત રહે. સુખદુઃખાદિ દ્વંદ્વોથી છૂટો થા. નિત્ય સત્ય વસ્તુ વિષે સ્થિત રહે. કંઈ વસ્તુ મેળવવાસાચવવાની ભાંજગડમાંથી મુક્ત રહે. આત્મપરાયણ થા. ૪૫.

જેમ જે અર્થ કૂવાથી સરે છે તે બધા બધી રીતે સરોવરમાંથી સરે છે, તેમ જે બધા વેદમાં છે તે જ્ઞાનવાન બ્રહ્મપરાયણને આત્માનુભવમાંથી મળી રહે છે. ૪૬.

કર્મને વિષે જ તને અધિકાર છે, તેમાંથી નીપજતાં અનેક ફળોને વિષે કદી નહિ. કર્મનું

ફળ તારો હેતુ ન હજો. કર્મ ન કરવા વિષે પણ
તને આગ્રહ ન હજો. ૪૭.

હે ધનંજય! આસક્તિ છોડી યોગસ્થ રહી એટલે કે સફળતાનિષ્ફળતાને વિષે સમાન ભાવ રાખી તું કર્મ કર. સમતા એ જ યોગ કહેવાય છે. ૪૮.

હે ધનંજય! સમત્વબુદ્ધિથી સરખાવતાં કેવળ કર્મ ઘણું તુચ્છ છે. તું સમત્વબુદ્ધિનો આશ્રય લે. ફળને હેતુ કરનારા મનુષ્ય દયાપાત્ર છે. ૪૯.

બુદ્ધિયુક્ત એટલે સમતાવાળા પુરુષને અહીં પાપપુણ્યનો સ્પર્શ નથી થતો; તેથી તું સમત્વને સારુ પ્રયત્ન કર. સમતા એ જ કાર્યકુશળતા છે. ૫૦.

કેમકે સમત્વબુદ્ધિવાળા લોકો કર્મથી ઉત્પન્ન થતાં ફળનો ત્યાગ કરીને જન્મબંધનમાંથી મુક્ત થાય છે ને નિષ્કલંક ગતિ—મોક્ષપદ—પામે છે. ૫૧.

જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી કીચડને પાર ઊતરી જશે ત્યારે તને સાંભળેલાને વિષે અને સાંભળવાનું બાકી હશે તેને વિષે ઉદાસીનતા પ્રાપ્ત થશે. ૫૨.

અનેક પ્રકારના સિદ્ધાન્તો સાંભળવાથી વ્યગ્ર થઈ ગયેલી તારી બુદ્ધિ જ્યારે સમાધિમાં સ્થિર થશે ત્યારે જ તું સમત્વને પામીશ. ૫૩.

**અર્જુન બોલ્યા:**

હે કેશવ! સ્થિતપ્રજ્ઞ અથવા સમાધિસ્થનાં શાં ચિહ્ન હોય? સ્થિતપ્રજ્ઞ કેવી રીતે બોલે, બેસે ને ચાલે? ૫૪.

**શ્રીભગવાન બોલ્યા:**

હે પાર્થ! જ્યારે મનુષ્ય મનમાં ઊઠતી બધી કામનાઓનો ત્યાગ કરે છે અને આત્મા વડે જ આત્મામાં સંતુષ્ટ રહે છે ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૫૫.

**નોંધ:** આત્મા વડે જ આત્મામાં સંતુષ્ટ રહેવું એટલે આત્માનો આનંદ અંદરથી શોધવો. સુખદુ:ખ દેનારી બહારની વસ્તુઓ ઉપર આનંદનો આધાર ન રાખવો. આનંદ એ સુખથી નોખી વસ્તુ છે એ ધ્યાનમાં રાખવું

ઘટે. મને પૈસા મળે તેમાં હું સુખ માનું એ મોહ. હું ભિખારી હોઉં, ભૂખનું દુઃખ હોય, છતાં હું ચોરીની કે બીજી લાલચમાં ન પડું તેમાં જે વસ્તુ રહેલ છે તે આનંદ આપે છે, અને તે આત્મસંતોષ છે.

દુઃખથી જે દુઃખી ન થાય, સુખની ઇચ્છા ન રાખે અને જે રાગ, ભય અને ક્રોધથી રહિત હોય તે સ્થિરબુદ્ધિ મુનિ કહેવાય છે. ૫૬.

બધે રાગરહિત રહીને જે પુરુષ શુભ અથવા અશુભ પામીને નથી હરખાતો કે નથી શોક કરતો તેની બુદ્ધિ સ્થિર છે. ૫૭.

કાચબો જેમ સર્વ કોરથી અંગો સમેટી લે છે તેમ જ્યારે આ પુરુષ ઇન્દ્રિયોને તેના વિષયોમાંથી સમેટી લે છે ત્યારે તેની બુદ્ધિ સ્થિર થઈ છે એમ કહેવાય. ૫૮.

દેહધારી નિરાહારી રહે છે ત્યારે તેના વિષયો મોળા પડે છે પરંતુ રસ નથી જતો; તે રસ તો ઈશ્વરસાક્ષાત્કાર થવાથી શમે છે. ૫૯.

**નોંધ:** આ શ્લોક ઉપવાસાદિનો નિષેધ નથી કરતો પણ તેની મર્યાદા સૂચવે છે. વિષયોને શાન્ત કરવા સારુ

ઉપવાસાદિ આવશ્યક છે પણ તેની જડ એટલે તેને વિષે રહેલો રસ તો કેવળ ઈશ્વરની ઝાંખી થયે જ શમે. ઈશ્વરસાક્ષાત્કારનો જેને રસ લાગે તે બીજા રસોને ભૂલી જ જાય.

હે કૌન્તેય! ડાહ્યો પુરુષ યત્ન કરતો હોય છતાં ઇન્દ્રિયો એવી મંથન કરનારી છે કે તેનું મન પણ બળાત્કારે હરી લે છે. ૬૦.

એ બધી ઇન્દ્રિયોને વશમાં રાખી યોગીએ મારામાં તન્મય થઈ રહેવું જોઈએ. કેમકે પોતાની ઇન્દ્રિયો જેના વશમાં છે તેની બુદ્ધિ સ્થિર છે. ૬૧.

**નોંધ:** એટલે ભક્તિ વિના—ઈશ્વરની સહાય વિના—પુરુષપ્રયત્ન મિથ્યા છે.

વિષયોનું ચિંતવન કરનાર પુરુષને તેને વિષે આસક્તિ ઉત્પન્ન થાય છે. અને આસક્તિમાંથી કામના થાય છે. અને કામનામાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે. ૬૨.

**નોંધ:** કામનાવાળાને ક્રોધ અનિવાર્ય છે, કેમકે કામ કોઈ દિવસે તૃપ્ત થતો જ નથી.

ક્રોધમાંથી મૂઢતા પેદા થાય છે. મૂઢતામાંથી ભાન ભુલાય છે ને ભાન જવાથી જ્ઞાનનો નાશ થાય છે. અને જેના જ્ઞાનનો નાશ થયો તે મૂએલા સમાન છે. ૬૩.

પણ જેનું મન પોતાના કાબૂમાં છે અને જેની ઇન્દ્રિયો રાગદ્વેષરહિત હોઈ તેને વશ વર્તે છે તે મનુષ્ય ઇન્દ્રિયોનો વ્યાપાર ચલાવતો છતો ચિત્તની પ્રસન્નતા મેળવે છે. ૬૪.

ચિત્તપ્રસન્નતાથી આનાં બધાં દુઃખો ટળે છે અને પ્રસન્નતા પામેલાની બુદ્ધિ તરત જ સ્થિર થાય છે. ૬૫.

જેને સમત્વ નથી તેને વિવેક નથી. તેને ભક્તિ નથી. અને જેને ભક્તિ નથી તેને શાન્તિ નથી. અને જ્યાં શાન્તિ નથી ત્યાં સુખ ક્યાંથી હોય? ૬૬.

વિષયોમાં ભટકતી ઇન્દ્રિયોની પાછળ જેનું મન દોડી જાય છે તેનું મન વાયુ જેમ નૌકાને પાણીમાં તાણી લઈ જાય છે તેમ તેની બુદ્ધિને ગમે ત્યાં તાણી લઈ જાય છે. ૬૭.

તેથી હે મહાબાહો! જેની ઇન્દ્રિયો ચોમેર વિષયોમાંથી નીકળીને પોતાના વશમાં આવી ગયેલી હોય છે તેની બુદ્ધિ સ્થિર થાય છે. ૬૮.

જ્યારે સર્વ પ્રાણી સૂતા હોય છે ત્યારે સંયમી જાગતો હોય છે. જ્યારે લોક જાગતા હોય છે ત્યારે જ્ઞાનવાન મુનિ સૂતો હોય છે. ૬૯.

**નોંધ:** ભોગી મનુષ્યો રાત્રિના બારએક વાગ્યા સુધી નાચ, રંગ, ખાનપાનાદિમાં પોતાનો સમય ગાળે છે ને પછી સવારના સાતઆઠ વાગ્યા સુધી સૂએ છે. સંયમી રાત્રિના સાતઆઠ વાગે સૂઈ મધરાતે ઊઠી ઈશ્વરનું ધ્યાન ધરે છે. વળી ભોગી સંસારનો પ્રપંચ વધારે છે ને ઈશ્વરને ભૂલે છે, ત્યારે સંયમી સંસારી પ્રપંચથી અણજાણ રહે છે ને ઈશ્વરનો સાક્ષાત્કાર કરે છે એમ બેના પંથ ન્યારા છે એમ આ શ્લોકમાં ભગવાને સૂચવ્યું છે.

નદીઓના પ્રવેશથી ભરાતો છતાં સમુદ્ર જેમ અચળ રહે છે તેમ જે મનુષ્યને વિષે સંસારના ભોગો શમી જાય છે તે જ શાન્તિ પામે છે, નહિ કે કામનાવાળો મનુષ્ય. ૭૦.

બધી કામનાઓને છોડી જે પુરુષ ઇચ્છા, મમતા અને અહંકારરહિત થઈ વિચરે છે તે જ શાન્તિ પામે છે. ૭૧.

હે પાર્થ! ઈશ્વરને ઓળખનારની સ્થિતિ આવી વર્તે છે. તે પામ્યા પછી તે મોહને વશ નથી થતો, અને મરણકાળે પણ આવી જ સ્થિતિ નભે તો તે બ્રહ્મનિર્વાણ પામે છે. ૭૨.

ૐ તત્સત્

આમ શ્રીમદ્‌ભગવદ્‌ગીતારૂપી ઉપનિષદ્ એટલે બ્રહ્મવિદ્યાને વિષે આવેલ યોગશાસ્ત્રનો શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો સાંખ્યયોગ નામે બીજો અધ્યાય પૂરો થયો.

૩

# કર્મયોગ

**આ અધ્યાય ગીતાનું સ્વરૂપ જાણવાની કૂંચી છે એમ કહેવાય. તેમાં કર્મ કેમ કરવું અને કયું કરવું, તથા ખરું કર્મ કોને કહેવું જોઈએ તે સ્પષ્ટ કર્યું છે. અને બતાવ્યું છે કે ખરું જ્ઞાન પારમાર્થિક કર્મોમાં પરિણમવું જ જોઈએ.**

અર્જુન બોલ્યા:

હે જનાર્દન! જો તમે કર્મના કરતાં બુદ્ધિને વધારે સારી માનો છો તો હે કેશવ! તમે મને ઘોર કર્મને વિષે કેમ પ્રેરો છો? ૧.

**નોંધ:** બુદ્ધિ એટલે સમત્વબુદ્ધિ.

તમારાં મિશ્ર વચનથી મારી બુદ્ધિને તમે જાણે શંકાશીલ બનાવો છો તેથી તમે મને એક જ વાત નિશ્ચયપૂર્વક કહો કે જેથી મારું કલ્યાણ થાય. ૨.

**નોંધ:** અર્જુન મૂંઝાય છે; કેમકે એક તરફથી ભગવાન તેને શિથિલ થવાને સારુ ઠપકો દે છે અને

બીજી તરફથી બીજા અધ્યાયના ૪૯–૫૦ શ્લોકોમાં કર્મત્યાગનો આભાસ આવી જાય છે. ઊંડે વિચારતાં એમ નથી એમ ભગવાન હવે બતાવશે.

**શ્રીભગવાન બોલ્યા:**

હે પાપરહિત! આ લોકને વિષે મેં પૂર્વે બે અવસ્થા કહેલી છે: એક તો જ્ઞાનયોગ વડે સાંખ્યોની અને કર્મયોગ વડે યોગીની. ૩.

કર્મનો આરંભ ન કરવાથી મનુષ્ય નૈષ્કર્મ્ય અનુભવતો નથી અને કર્મના કેવળ બાહ્ય ત્યાગથી મોક્ષ મેળવતો નથી. ૪.

**નોંધ:** નૈષ્કર્મ્ય એટલે મનથી, વાણીથી અને શરીરથી કર્મનું ન કરવાપણું. આવી નિષ્કર્મતાનો અનુભવ કર્મ ન કરીને કોઈ નથી લઈ શકતું. ત્યારે એનો અનુભવ કેમ મળે એ હવે જોવાનું છે.

ખરેખર કોઈ એક ક્ષણભર પણ કર્મ કર્યા વિના નથી રહી શકતું. પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણો પરવશ પડેલા પ્રત્યેક જણ પાસે કર્મ કરાવે છે. ૫

જે મનુષ્ય કર્મ કરનારી ઇન્દ્રિયોને રોકે છે પણ તે તે ઇન્દ્રિયોના વિષયનું ચિન્તવન મનથી કરે છે તે મૂઢાત્મા મિથ્યાચારી કહેવાય છે. ૬.

**નોંધઃ** જેમકે જે વાણીને રોકે છે પણ મનમાં કોઈને ગાળ કાઢે છે તે નિષ્કમ નથી, પણ મિથ્યાચારી છે. આનો અર્થ એવો નથી કે મન રોકાય નહિ ત્યાં લગી શરીરને રોકવું નિરર્થક છે. શરીરને રોક્યા વિના મન ઉપર અંકુશ આવતો જ નથી. પણ શરીરના અંકુશની સાથે મન ઉપર અંકુશ રાખવાનો પ્રયત્ન હોવો જ જોઈએ. જેઓ બીક કે એવાં બાહ્ય કારણોને લીધે શરીરને રોકે છે પણ મનને વાળતા નથી, એટલું જ નહિ પણ મનથી તો વિષય ભોગવે છે અને લાગ ફાવે તો શરીરથી પણ ભોગવે તેવા મિથ્યાચારીની અહીં નિંદા છે. હવે પછીનો શ્લોક આથી ઊલટો ભાવ દર્શાવે છે.

પણ હે અર્જુન! જે મનુષ્ય ઇન્દ્રિયોને મનથી નિયમમાં રાખી સંગરહિત થઈ કર્મ કરનારી ઇન્દ્રિયો વડે કર્મયોગનો આરંભ કરે છે તે શ્રેષ્ઠ પુરુષ છે. ૭.

**નોંધઃ** આમાં બહાર ને અંતરનો મેળ સાધ્યો છે. મનને અંકુશમાં રાખતાં છતાં મનુષ્ય શરીર વડે એટલે

કર્મેન્દ્રિયો વડે કંઈ ને કંઈક તો કરશે જ. પણ જેનું મન અંકુશિત છે તેના કાન દૂષિત વાતો નહિ સાંભળે પણ ઈશ્વરભજન સાંભળશે, સત્પુરુષોના ગુણોનું કથન સાંભળશે. જેનું મન પોતાને વશ છે તે આપણે જેને વિષય તરીકે ઓળખીએ છીએ તેમાં રસ નહિ લે. આવો મનુષ્ય આત્માને શોભે તેવાં જ કર્મો કરશે. આવાં કર્મો કરવાં તે કર્મમાર્ગ. જે વડે આત્માનો શરીરના બંધનમાંથી છૂટવાનો યોગ સધાય તે કર્મયોગ. આમાં વિષયાસક્તિને સ્થાન હોય જ નહિ.

તેથી તું નિયત કર્મ કર. કર્મ ન કરવા કરતાં કર્મ કરવાં એ વધારે સારું છે. તારા શરીરનો વ્યાપાર પણ કર્મ વિના નહિ ચાલે. ૮.

**નોંધ:** નિયત શબ્દ મૂળ શ્લોકમાં છે. તેનો સંબંધ આગલા શ્લોક સાથે છે. તેમાં મન વડે ઇન્દ્રિયોને નિયમમાં રાખી સંગરહિત થઈ કર્મ કરનારની સ્તુતિ છે એટલે અહીં નિયત કર્મની એટલે ઇન્દ્રિયોને નિયમમાં રાખીને કરવાના કર્મની ભલામણ છે.

**યજ્ઞા**ર્થે કરેલાં કર્મ સિવાયનાં કર્મથી આ લોકમાં બંધન પેદા થાય છે. તેથી હે કૌન્તેય

તું રાગરહિત થઈને યજ્ઞાર્થે કર્મ કર. ૯.

**નોંધ:** યજ્ઞ એટલે પરોપકારાર્થે, ઈશ્વરાર્થે કરેલાં કર્મ.

યજ્ઞસહિત પ્રજાને ઉત્પન્ન કરીને પ્રજાપતિ બ્રહ્મા બોલ્યા: 'આ યજ્ઞ દ્વારા તમે વૃદ્ધિને પામજો. એ તમને ઇચ્છિત ફળ આપો. ૧૦.

'તમે યજ્ઞદ્વારા દેવોને પોષો અને એ દેવો તમને પોષે અને એકબીજાને પોષીને તમે પરમકલ્યાણને પામો. ૧૧.

'યજ્ઞ વડે સંતુષ્ટ થયેલ દેવો તમને ઇચ્છિત ભોગ આપશે. તેમને વળતર આપ્યા વિના તેમણે આપેલું જે ભોગવશે તે અવશ્ય ચોર છે.' ૧૨.

**નોંધ:** અહીં દેવ એટલે ભૂતમાત્ર ઈશ્વરની સૃષ્ટિ. ભૂતમાત્રની સેવા તે દેવસેવા અને તે યજ્ઞ.

જેઓ યજ્ઞમાંથી વધેલું જમનારા છે તે બધાં પાપોથી મુક્ત થાય છે. જેઓ પોતાને જ અર્થે પકાવે છે તેઓ પાપ ખાય છે. ૧૩.

અન્નમાંથી ભૂતમાત્ર પેદા થાય છે. અન્ન વરસાદથી પેદા થાય છે. વરસાદ યજ્ઞથી થાય છે. અને યજ્ઞ કર્મથી થાય છે. ૧૪.

તું જાણ કે કર્મ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થાય છે, પ્રકૃતિ અક્ષરબ્રહ્મ થકી, અને તેથી સર્વવ્યાપક બ્રહ્મ હમેશાં યજ્ઞને વિષે રહેલ છે. ૧૫.

આમ પ્રવર્તેલા ચક્રને જે નથી અનુસરતો તે મનુષ્ય પોતાનું જીવન પાપી બનાવે છે, ઇન્દ્રિયસુખમાં મચ્યો રહે છે, અને હે પાર્થ! તે વ્યર્થ જીવે છે. ૧૬.

પણ જે મનુષ્ય આત્મામાં રમનારો છે, જે તેથી જ તૃપ્ત રહે છે અને તેમાં જ સંતોષ માને છે તેને કંઈ કરવાપણું નથી હોતું. ૧૭.

કરવા ન કરવામાં તેનો કંઈ જ સ્વાર્થ નથી. ભૂતમાત્રને વિષે તેને કશો અંગત સ્વાર્થ નથી. ૧૮.

એટલે તું તો સંગરહિત રહીને નિરંતર કર્તવ્ય કર્મ કર. અસંગ રહીને જ કર્મ કરનારો પુરુષ મોક્ષ પામે છે. ૧૯.

જનકાદિ કર્મ થકી જ પરમસિદ્ધિને પામી ગયા.

લોકસંગ્રહ જોતાં પણ તારે કર્મ કરવું ઘટે છે. ૨૦.

જે જે આચરણ ઉત્તમ પુરુષો કરે છે તેનું અનુકરણ બીજા લોકો કરે છે. જેને તેઓ પ્રમાણ બનાવે છે તેને લોકો અનુસરે છે. ૨૧.

હે પાર્થ! મારે ત્રણે લોકોમાં કંઈ જ કરવાનું નથી. મેળવવાયોગ્ય કંઈ નથી મળ્યું એમ નથી તોયે હું કર્મમાં પ્રવૃત્ત રહું છું. ૨૨.

**નોંધ:** સૂર્ય, ચંદ્ર, પૃથ્વી ઇત્યાદિની નિરંતર અને અચૂક ગતિ ઈશ્વરનાં કર્મો સૂચવે છે. આ કર્મ માનસિક નહિ પણ શારીરિક ગણાય. ઈશ્વર નિરાકાર હોવા છતાં શારીરિક કર્મો કરે છે, એમ કેમ કહેવાય એવી શંકા કરવાને સ્થાન નથી. કેમકે તે અશરીર છતાં શરીરીની જેમ વર્તતો દેખાય છે. તેથી જ તે કર્મ કરતો છતો અકર્મી છે અને અલિપ્ત છે. મનુષ્યને સમજવાનું તો એ છે કે જેમ ઈશ્વરની પ્રત્યેક કૃતિ યંત્રવત્ કામ કરે છે તેમ મનુષ્યે પણ બુદ્ધિપૂર્વક પણ યંત્રની જેમ જ નિયમિત કામ કરવાં ઘટે છે. મનુષ્યની વિશેષતા યંત્રગતિનો અનાદર કરી સ્વચ્છંદી થવામાં નથી, પણ જ્ઞાનપૂર્વક તે ગતિનું અનુકરણ કરવામાં છે. અલિપ્ત રહી, અસંગ થઈ, યંત્રવત્ કાર્ય કરે તો તેને ઘસારો લાગતો નથી. તે મરણ

પર્યન્ત તાજો રહે છે. દેહ દેહના નિયમને અનુસરી તેને કાળે પડે છે, પણ તેમાં રહેલો આત્મા જેવો હતો તેવો જ રહે છે.

જો હું કદી પણ આળસ મરડવા સરખોયે થોભ્યા વિના કર્મને વિષે પ્રવૃત્ત ન રહું તો હે પાર્થ! લોકો બધી રીતે મારા વર્તનને અનુસરશે. ૨૩.

જો હું કર્મ ન કરું તો આ લોકો ભ્રષ્ટ થાય; હું અવ્યવસ્થાનો કર્તા બનું અને આ લોકોનો નાશ કરું. ૨૪.

હે ભારત! જેમ અજ્ઞાની લોકો આસક્ત થઈને કામ કરે છે તેમ જ્ઞાનીએ આસક્તિરહિત થઈને લોકકલ્યાણને ઇચ્છીને કામ કરવું જોઈએ. ૨૫.

કર્મને વિષે આસક્ત એવા અજ્ઞાની મનુષ્યોની બુદ્ધિને જ્ઞાની ડામાડોળ ન કરે, પણ સમત્વ જાળવી સારી રીતે કર્મો કરી તેમને સર્વ કર્મોને વિષે પ્રેરે. ૨૬.

બધાં કર્મો પ્રકૃતિના ગુણો વડે કરેલાં હોય છે. અહંકારથી મૂઢ બનેલો મનુષ્ય હું કર્તા છું એમ માને છે. ૨૭.

હે મહાબાહો ! ગુણ અને કર્મના વિભાગના રહસ્યને જાણનારો પુરુષ 'ગુણો ગુણોને વિષે વર્તે છે' એમ માનીને તેમાં આસક્ત નથી થતો. ૨૮.

**નોંધ:** જેમ શ્વાસોચ્છ્વાસ આદિ ક્રિયા પોતાની મેળે થાય છે તેને વિષે મનુષ્ય આસક્ત નથી થતો અને જ્યારે તે અવયવોનો વ્યાધિ હોય ત્યારે જ મનુષ્યને તેની ચિંતા કરવી પડે છે, અથવા તેને તે અવયવની હસ્તીનું પણ ભાન થાય છે, તેમ સ્વાભાવિક કર્મ પોતાની મેળે થતાં હોય તો તેને વિષે આસક્તિ ન હોય. જેનો સ્વભાવ ઉદારતાનો છે તે પોતે ઉદાર છે એમ જાણતો પણ નથી; તેનાથી દાન કર્યા વિના રહેવાય જ નહિ. આવી અનાસક્તિ અભ્યાસ અને ઈશ્વરકૃપા વડે જ આવે.

પ્રકૃતિના ગુણોથી મોહ પામેલા મનુષ્યો ગુણોનાં કામોમાં આસક્ત રહે છે. આ અજ્ઞાની મંદબુદ્ધિ લોકોને જ્ઞાનીઓએ અસ્થિર ન કરવા જોઈએ. ૨૯.

અધ્યાત્મવૃત્તિ રાખી બધાં કર્મો મને અર્પણ કરીને આસક્તિ અને મમત્વ છોડી રાગરહિત થઈ તું યુદ્ધ કર. ૩૦.

**નોંધ:** જે દેહમાં રહેલા આત્માને ઓળખે છે અને

પરમાત્માનો અંશ છે એમ જાણે છે તે બધું પરમાત્માને જ અર્પણ કરશે. જેમ સેવક સ્વામીની ઓથે નભે છે અને બધું તેને અર્પણ કરે છે તેમ.

શ્રદ્ધા રાખી, દ્વેષને ત્યાગી જે મનુષ્યો આ મારા અભિપ્રાય પ્રમાણે ચાલે છે તેઓ પણ કર્મબંધનથી મુક્ત થાય છે. ૩૧.

પણ જેઓ આ મારા અભિપ્રાયનો દોષ કાઢી તેને નથી અનુસરતા તેઓ જ્ઞાનહીન મૂર્ખ છે. તેમનો નાશ થયેલો જાણ. ૩૨.

જ્ઞાની પણ પોતાના સ્વભાવ પ્રમાણે વર્તે છે, પ્રાણીમાત્ર પોતાના સ્વભાવને અનુસરે છે, ત્યાં બળાત્કાર શું કરે? ૩૩.

**નોંધ:** બીજા અધ્યાયના ૬૧ કે ૬૮મા શ્લોકનો આ વિરોધી શ્લોક નથી. ઇન્દ્રિયોનો નિગ્રહ કરતાં કરતાં મનુષ્યે મરી છૂટવાનું છે, પણ તેમ છતાં સફળતા ન મળે તો નિગ્રહ એટલે બળાત્કાર નિરર્થક છે. આમાં નિગ્રહની નિંદા નથી સૂચવી, સ્વભાવનું સામ્રાજ્ય બતાવ્યું છે. આ તો મારો સ્વભાવ છે એમ કહી કોઈ ખોટો થઈ બેસે તે આ શ્લોકનો અર્થ નથી સમજતો. સ્વભાવની

આપણુને ખબર પડતી નથી. ટેવમાત્ર સ્વભાવ નથી. અને આત્માનો સ્વભાવ ઊર્ધ્વગમન છે. એટલે આત્મા જ્યારે નીચે ઊતરે ત્યારે તેની સામે થવું એ કર્તવ્ય છે. તેથી જ નીચેનો શ્લોક સ્પષ્ટ કરે છે.

પોતપોતાના વિષયોને વિષે ઇન્દ્રિયોને રાગદ્વેષ રહેલા જ છે. તેને મનુષ્યે વશ ન થવું ઘટે. કેમકે તેઓ મનુષ્યના વાટશત્રુ છે. ૩૪.

**નોંધ**: કાનનો વિષય સાંભળવું એ છે. સારું લાગે તે જ સાંભળવું તેને ગમે એ રાગ; જે માઠું માને તે સાંભળવું ન ગમે તે દ્વેષ. 'એ તો સ્વભાવ છે' એમ કહી રાગ-દ્વેષને વશ ન થતાં તેની સામે થવું જ ઘટે. આત્માનો સ્વભાવ સુખદુ:ખથી અસ્પૃષ્ટ રહેવાનો છે. તે સ્વભાવને મનુષ્યે પહોંચવાનું છે.

પરાયો ધર્મ સુલભ હોય છતાં તેના કરતાં પોતાનો ધર્મ વિગુણ હોય તોયે વધારે સારો છે. સ્વધર્મમાં મોત સારું છે. પરધર્મ ભયાનક છે. ૩૫.

**નોંધ**: સમાજમાં એકનો ધર્મ ઝાડુ કાઢવાનો હોય ને બીજાનો ધર્મ હિસાબ રાખવાનો હોય. હિસાબ રાખનાર ભલે ઉત્તમ ગણાય છતાં ઝાડુ કાઢનાર પોતાનો

ધર્મ છોડે તો તે ભ્રષ્ટ થાય ને સમાજને હાનિ પહોંચે. ઈશ્વરના દરબારમાં બન્નેની સેવાની કિમ્મત તેમની નિષ્ઠા પ્રમાણે અંકાશે. ધંધાની કિંમત ત્યાં તો એક જ હોય. બન્ને ઈશ્વરાર્પણબુદ્ધિથી પોતાનું કર્તવ્ય કરે તો મોક્ષને સરખા યોગ્ય બને છે..

**અર્જુન બોલ્યા:**

હે વાર્ષ્ણેય! બળાત્કારે જોડાતો હોય નહિ એમ, ન ઇચ્છતો છતો કોનાથી પ્રેરાઈને મનુષ્ય પાપ કરે છે? ૩૬.

**શ્રીભગવાન બોલ્યા:**

રજોગુણથી ઉત્પન્ન થયેલો એ (પ્રેરક) કામ છે, ક્રોધ છે, એનું પેટ જ ભરાતું નથી. એ મહાપાપી છે. એને આ લોકમાં શત્રુરૂપ સમજ. ૩૭.

**નોંધ:** આપણો ખરો શત્રુ અંતરમાં રહેલો કામ કહો કે ક્રોધ કહો તે જ છે.

જેમ ધુમાડાથી અગ્નિ અથવા મેલથી અરીસો અથવા ઓળથી ગર્ભ ઢંકાયેલો રહે છે, તેમ

કામાદિરૂપ શત્રુથી આ જ્ઞાન ઢંકાયેલું રહે છે. ૩૮.

હે કૌન્તેય! તૃપ્ત ન કરી શકાય એવો આ કામરૂપ અગ્નિ નિત્યનો શત્રુ છે, તેનાથી જ્ઞાનીનું જ્ઞાન ઢંકાયેલું છે. ૩૯.

ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ આ શત્રુનું નિવાસ-સ્થાન છે. એ વડે જ્ઞાનને ઢાંકીને આ શત્રુ દેહીને મૂર્છિત કરે છે. ૪૦.

**નોંધ:** ઇન્દ્રિયોમાં કામ વ્યાપે છે તેથી મન મલિન થાય છે, તેથી વિવેકશક્તિ મંદ થાય છે, તેથી જ્ઞાનનો નાશ થાય છે. જુઓ અ. ૨, શ્લોક ૬૨–૬૪.

હે ભરતર્ષભ! તેથી તું પહેલાં તો ઇન્દ્રિયોને નિયમમાં રાખી જ્ઞાન અને અનુભવના નાશ કરનાર આ પાપીનો અવશ્ય ત્યાગ કર. ૪૧.

ઇન્દ્રિયો સૂક્ષ્મ છે, તેથી વધારે સૂક્ષ્મ મન છે, તેથી વધારે સૂક્ષ્મ બુદ્ધિ છે. જે બુદ્ધિથી પણ અત્યંત સૂક્ષ્મ છે તે આત્મા છે. ૪૨.

**નોંધ:** એટલે જો ઇન્દ્રિયો વશમાં રહે તો સૂક્ષ્મ કામને જીતવો સહેલ થઈ પડે.

આમ બુદ્ધિથી પર આત્માને ઓળખીને અને આત્મા વડે મનને વશ કરીને હે મહાબાહો! કામરૂપ દુર્જય શત્રુનો સંહાર કર. ૪૩.

**નોંધ:** જો મનુષ્ય દેહમાં રહેલ આત્માને જાણે તો મન તેને વશ રહે, ઇન્દ્રિયોને વશ ન રહે. અને મન જિતાય તો કામ શું કરી શકે?

ૐ તત્સત્

આમ શ્રીમદ્‌ભગવદ્‌ગીતારૂપી ઉપનિષદ એટલે બ્રહ્મવિદ્યાને વિષે આવેલ યોગશાસ્ત્રનો શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો કર્મયોગ નામે ત્રીજો અધ્યાય પૂરો થયો.

## ૪

# જ્ઞાનકર્મસંન્યાસયોગ

**આ અધ્યાયમાં ત્રીજાનું વધારે વિવેચન છે, અને જુદાજુદા પ્રકારના કેટલાક યજ્ઞોનું વર્ણન છે.**

**શ્રી** ભગવાન બોલ્યા:

આ અવિનાશી યોગ મેં વિવસ્વાનને (સૂર્યને) કહ્યો. તેણે મનુને અને મનુએ ઇક્ષ્વાકુને કહ્યો. ૧.

આમ પરંપરાથી મળેલો, રાજર્ષિઓએ જાણેલો તે યોગ દીર્ઘ કાળને બળે નાશ પામ્યો. ૨.

તે જ પુરાતન યોગ મેં આજે તને કહ્યો છે, કેમકે તું મારો ભક્ત છે અને આ યોગ ઉત્તમ મર્મની વાત છે. ૩.

અર્જુન બોલ્યા:

તમારો જન્મ તો હમણાંનો છે, વિવસ્વાનનો પૂર્વે થયેલો છે. ત્યારે હું કેમ જાણું કે તમે તે (યોગ) પૂર્વે કહ્યો હતો? ૪.

શ્રીભગવાન બોલ્યા:

હે અર્જુન! મારા અને તારા જન્મો તો ઘણાયે થઈ ગયા. તે બધા હું જાણું છું અને તું નથી જાણતો. ૫.

હું અજન્મ, અવિનાશી ને વળી ભૂતમાત્રનો ઈશ્વર છું; છતાં મારા સ્વભાવને લઈને મારી માયાના બળથી જન્મ ધારણ કરું છું ૬.

હે ભારત! જ્યારે જ્યારે ધર્મ મંદ પડે છે, અધર્મ જોર કરે છે, ત્યારે ત્યારે હું જન્મ ધારણ કરું છું. ૭.

સાધુઓની રક્ષાને અર્થે અને દુષ્ટોના નાશને અર્થે તથા ધર્મનો પુનરુદ્ધાર કરવાને સારુ યુગેયુગે હું જન્મ લઉં છું. ૮.

**નોંધ:** અહીં શ્રદ્ધાળુને આશ્વાસન છે, ને સત્યના— ધર્મના—અવિચળપણાની પ્રતિજ્ઞા છે. આ જગતમાં ભરતીઓટ થયાં જ કરે છે. પણ અંતે ધર્મનો જ જય થાય છે. સંતોનો નાશ નથી થતો, કેમકે સત્યનો નાશ નથી થતો. દુષ્ટોનો નાશ જ છે, કેમકે

અસત્યને અસ્તિત્વ નથી. આમ જાણી મનુષ્ય પોતે કર્તાપણાના અભિમાનથી હિંસા ન કરે, દુરાચારે ન ચાલે. ઈશ્વરની અકળ માયા પોતાનું કામ કર્યે જ જાય છે. આ જ અવતાર કે ઈશ્વરનો જન્મ. વસ્તુતાએ ઈશ્વરને જન્મવાપણું હોય જ નહિ.

આમ જે મારા દિવ્ય જન્મ અને કર્મના રહસ્યને જાણે છે તે હે અર્જુન! દેહનો ત્યાગ કરીને પુનર્જન્મ નથી પામતો, પણ મને પામે છે. ૯.

**નોંધ:** કેમકે જ્યારે મનુષ્યને એવો દૃઢ વિશ્વાસ થાય છે કે ઈશ્વર સત્યનો જ જય કરાવે છે ત્યારે તે સત્યને છોડતો નથી, ધીરજ રાખે છે, દુઃખો સહન કરે છે અને મમતારહિત રહેવાથી જન્મમરણના ફેરામાંથી મુક્ત થઈ ઈશ્વરનું જ ધ્યાન ધરીને તેમાં લય પામે છે.

રાગ, ભય અને ક્રોધરહિત થયેલા, મારું જ ધ્યાન ધરતાં મારો જ આશ્રય લેનારા, જ્ઞાનરૂપી તપથી પવિત્ર થયેલા ઘણા મારા સ્વરૂપને પામ્યા છે. ૧૦.

જેઓ જે પ્રમાણે મારો આશ્રય લે છે તે પ્રમાણે હું તેમને ફળ આપું છું. ગમે તે

પ્રકારે પણ હે પાર્થ! મનુષ્યો મારા માર્ગને અનુસરે છે—મારા શાસન નીચે રહે છે. ૧૧

**નોંધ:** એટલે કે કોઈ ઈશ્વરી કાયદાનું ઉલ્લંઘન નથી કરી શકતું. જેવું વાવે છે તેવું લણે છે; જેવું કરે છે તેવું ભરે છે. ઈશ્વરી કાયદાને—કર્મના કાયદાને અપવાદ નથી. સહુને સરખો એટલે પોતાની યોગ્યતા પ્રમાણે ન્યાય મળે છે.

કર્મની સિદ્ધિ ઇચ્છનારા આ લોકમાં દેવતાઓને પૂજે છે. તેથી તેમને કર્મજન્ય ફળ તુરત મનુષ્યલોકમાં જ મળે છે. ૧૨.

**નોંધ:** દેવતા એટલે સ્વર્ગમાં રહેનારી ઇંદ્રવરુણાદિ વ્યકિતઓ નહિ. દેવતા એટલે ઈશ્વરના અંશરૂપ શકિત. એ અર્થમાં મનુષ્ય પણ દેવતા છે. વરાળ, વીજળી વગેરે મહાન શકિત દેવતા છે. તેની આરાધના કરવાનું ફળ તુરત અને આ લોકમાં મળે છે એમ આપણે જોઈએ છીએ. તે ફળ ક્ષણિક છે. તે આત્માને સંતોષ નથી આપતું તો પછી મોક્ષ તો કયાંથી જ આપે?

ગુણ અને કર્મના વિભાગ પ્રમાણે ચાર વર્ણ મેં ઉત્પન્ન કર્યાં છે, તેનો કર્તા છતાં મને તું

અવિનાશી અકર્તા જાણજે. ૧૩.

મને કર્મ સ્પર્શ કરતાં નથી. મને એના ફળને વિષે લાલસા નથી. આમ જે મને સારી રીતે જાણે છે તે કર્મથી બંધન પામતા નથી. ૧૪.

**નોંધ:** કેમકે મનુષ્યની પાસે કર્મ કરતાં છતાં અકર્મી રહેવાનો સર્વોત્તમ દૃષ્ટાંત છે. અને બધાનો કર્તા ઈશ્વર જ છે, આપણે નિમિત્ત માત્ર જ છીએ, તો પછી કર્તાપણાનું અભિમાન કેમ હોય?

આમ જાણીને પૂર્વે મુમુક્ષુ લોકોએ કર્મ કર્યાં છે. તેથી તું પણ પૂર્વજો સદા કરતા આવ્યા છે તેમ કર. ૧૫.

કર્મ શું, અકર્મ શું, એ વિષે ડાહ્યા પુરુષો પણ મોહ પામ્યા છે. તે કર્મ વિષે હું તને બરાબર કહીશ. તે જાણીને તું અશુભથી બચીશ. ૧૬.

કર્મ, નિષિદ્ધ કર્મ અને અકર્મનો ભેદ જાણવો જોઈએ. કર્મની ગતિ ગૂઢ છે. ૧૭.

કર્મમાં જે અકર્મ જુએ છે અને અકર્મમાં જે કર્મ જુએ છે તે લોકોમાં બુદ્ધિમાન ગણાય. તે યોગી છે અને તે સંપૂર્ણ કર્મ કરવાવાળો છે. ૧૮.

**નોંધ:** કર્મ કરતો છતો જે કર્તાપણાનું અભિમાન નથી રાખતો તેનું કર્મ અકર્મ છે, અને જે કર્મનો બહારથી ત્યાગ કરતો છતો મનમાં મહેલ બાંધ્યાં જ કરે છે તેનું અકર્મ કર્મ છે. જેને પક્ષઘાત થયો છે તે ઇરાદાપૂર્વક—અભિમાનપૂર્વક—રહી ગયેલું અંગ હલાવે ત્યારે હલે છે. આ માંદો અંગ હલાવવારૂપ ક્રિયાનો કર્તા બન્યો. આત્માનો ગુણ અકર્તાનો છે. જે મૂર્છિત થઈને પોતાને કર્તા માને છે તે આત્માને માનો કે પક્ષઘાત થયો છે, ને તે અભિમાની થઈ કર્મો કરે છે. આ પ્રમાણે જે કર્મની ગતિ જાણે છે તે જ બુદ્ધિમાન યોગી કર્તવ્યપરાયણ ગણાય. 'હું કરું છું' એમ માનનારો કર્મવિકર્મનો ભેદ ભૂલી જાય છે, ને સાધનના સારાસારનો વિચાર નથી કરતો. આત્માની સ્વાભાવિક ગતિ ઊર્ધ્વ છે, એટલે જ્યારે મનુષ્ય નીતિમાર્ગ છોડે છે ત્યારે એનામાં હુંપણું છે જ એમ કહી શકાય. અભિમાનરહિત પુરુષનાં કર્મ સાહજે સાત્ત્વિક હોય છે.

જેના સર્વ આરંભો કામના અને સંકલ્પ વિનાના છે, તેનાં કર્મો જ્ઞાનરૂપી અગ્નિ વડે બળી ગયાં છે; આવાને જ્ઞાની લોકો પંડિત કહે છે. ૧૯.

જેણે કર્મફળનો ત્યાગ કર્યો છે, જે સદાય સંતુષ્ટ રહે છે, જેને કશા આશ્રયની લાલસા નથી તે કર્મમાં સારી રીતે પ્રવૃત્ત હોવા છતાં કંઈ જ કરતો નથી એમ કહેવાય. ૨૦.

**નોંધ**: એટલે કે તેને કર્મનું બંધન ભોગવવું નથી પડતું.

જે આશારહિત છે, જેનું મન પોતાને વશ છે, જેણે સંગ્રહમાત્ર છોડી દીધો છે અને જેનું શરીર જ માત્ર કર્મ કરે છે તે કરતો છતો દોષિત થતો નથી. ૨૧.

**નોંધ**: અભિમાનપૂર્વક કરેલું કર્મમાત્ર ગમે તેવું સાત્ત્વિક હોવા છતાં પણ બંધન કરનારું છે. તે જ્યારે ઈશ્વરાર્પણબુદ્ધિથી અભિમાન વિના થાય છે ત્યારે બંધન-રહિત બને છે. જેનો 'હું' શૂન્યતાને પામ્યો છે તેનું શરીર જ માત્ર કામ કરે છે. ઊંઘતા મનુષ્યનું શરીર જ

માત્ર કામ કરે છે એમ કહી શકાય. જે કેદી બળાત્કારને વશ થઈ અનિચ્છાએ હળ હાંકે છે તેનું શરીર જ કામ કરે છે. જે સ્વેચ્છાએ ઈશ્વરનો કેદી બન્યો છે તેનું પણ શરીર જ માત્ર કામ કરે છે. પોતે શૂન્ય થયો છે; પ્રેરક ઈશ્વર છે.

જે સહજ મળેલું હોય તેથી સંતુષ્ટ રહે છે, જે સુખદુઃખાદિ દ્વંદ્વથી મુક્ત થયો છે, જે દ્વેષરહિત થયો છે, અને જે સફળતાનિષ્ફળતાને વિષે તટસ્થ છે તે કર્મ કરતો છતો બંધાતો નથી. ૨૨.

જે આસક્તિરહિત છે, જેનું ચિત્ત જ્ઞાનમય છે, જે મુક્ત છે અને જે યજ્ઞાર્થે જ કર્મો કરનાર છે તેનાં કર્મમાત્ર લય પામે છે ૨૩.

(યજ્ઞમાં) અર્પણ એ બ્રહ્મ, હવનની વસ્તુ–હવિ એ બ્રહ્મ, બ્રહ્મરૂપી અગ્નિમાં હવન કરનાર એ પણ બ્રહ્મ; આમ કર્મની સાથે જેણે બ્રહ્મનો મેળ સાધ્યો છે તે બ્રહ્મને જ પામે. ૨૪.

વળી કેટલાક યોગીઓ દેવતાઓના પૂજનરૂપ યજ્ઞ કરે છે, અને બીજા બ્રહ્મરૂપ અગ્નિમાં યજ્ઞ વડે યજ્ઞને જ હોમે છે. ૨૫.

વળી બીજા શ્રવણાદિ ઇન્દ્રિયોના સંયમરૂપ યજ્ઞ કરે છે, અને હજી બીજા શબ્દાદિ વિષયોને ઇન્દ્રિયાગ્નિમાં હોમે છે. ૨૬.

**નોંધ:** સાંભળવાની ક્રિયા ઇત્યાદિનો સંયમ કરવો તે એક; અને ઇન્દ્રિયોનો ઉપયોગ કરતાં છતાં તેના વિષયોને પ્રભુપ્રીત્યર્થે વાપરવા તે બીજો—જેમકે ભજનાદિ સાંભળવાં. વસ્તુતાએ બન્ને એક છે.

વળી બીજા બધા ઇન્દ્રિયકર્મોને અને પ્રાણકર્મોને જ્ઞાનદીપકથી સળગાવેલા આત્મસંયમરૂપ યોગાગ્નિમાં હોમે છે. ૨૭.

**નોંધ:** એટલે પરમાત્મામાં તન્મય થઈ જાય છે.

**આમ** કોઈ યજ્ઞાર્થે દ્રવ્ય આપનારા હોય છે; કોઈ તપ કરનાર હોય છે. કેટલાક અષ્ટાંગયોગ સાધનારા હોય છે. કેટલાક સ્વાધ્યાય અને જ્ઞાનયજ્ઞ કરે છે. આ બધા કઠિન વ્રતધારી પ્રયત્નશીલ યાજ્ઞિક છે. ૨૮.

બીજા પ્રાણાયામમાં તત્પર રહેનારા અપાનને પ્રાણવાયુમાં હોમે છે, પ્રાણમાં અપાનને હોમે છે,

અથવા પ્રાણ અને અપાન બંનેને રોકે છે. ૨૯.

**નોંધ:** આ ત્રણ જાતના પ્રાણાયામ છે: રેચક, પૂરક ને કુંભક. સંસ્કૃતમાં પ્રાણવાયુનો અર્થ ગુજરાતીના કરતાં ઊલટો છે. આ પ્રાણવાયુ અંદરથી બહાર નીકળનારો છે. આપણે જે બહારથી અંદર લઈએ છીએ તેને પ્રાણવાયુ—ઑક્સિજનને નામે ઓળખીએ છીએ.

વળી બીજા આહારનો સંયમ કરી પ્રાણોને પ્રાણમાં હોમે છે. જેમણે યજ્ઞો વડે પોતાનાં પાપોને ક્ષીણ કર્યાં છે એવા આ બધા યજ્ઞને જાણનારા છે. ૩૦.

હે કુરુસત્તમ! યજ્ઞમાંથી શેષ રહેલું અમૃત જમનારા લોકો સનાતન બ્રહ્મને પામે છે.—યજ્ઞ નહિ કરનારને સારુ આ લોક નથી તો પરલોક ક્યાંથી જ હોય? ૩૧.

આમ વેદમાં ઘણા પ્રકારના યજ્ઞોનું વર્ણન થયું છે. એ બધા કર્મમાંથી ઉત્પન્ન થયેલા જાણ. એ પ્રમાણે બધાને જાણીને તું મોક્ષ પામીશ. ૩૨.

**નોંધ:** અહીં કર્મનો વ્યાપક અર્થ છે. એટલે કે

શારીરિક, માનસિક અને આત્મિક. આવાં કર્મ વિના યજ્ઞ હોય નહિ. યજ્ઞ વિના મોક્ષ ન હોય આમ જાણવું અને તે પ્રમાણે આચરવું એ યજ્ઞોને જાણવાપણું છે. તાત્પર્ય એ થયું કે મનુષ્ય પોતાનાં શરીર, બુદ્ધિ અને આત્મા પ્રભુ-પ્રીત્યર્થે—લોકસેવાર્થે ન વાપરે તો ચોર ઠરે છે ને મોક્ષને લાયક નથી બની શકતો. કેવળ બુદ્ધિશક્તિનો ઉપયોગ આપે ને શરીર તથા આત્માને ચોરે તે પૂરો યાજ્ઞિક નથી; આ શક્તિઓને મેળવ્યા વિના તેનો પરોપકારાર્થે ઉપયોગ નથી થઈ શકતો. તેથી આત્મશુદ્ધિ વિના લોકસેવા અસંભવિત છે. સેવકે શરીર, બુદ્ધિ અને આત્મા—નીતિ ત્રણે સરખી રીતે કેળવવાં રહ્યાં.

હે પરંતપ! દ્રવ્યયજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ વધારે સારો છે, કેમકે હે પાર્થ! કર્મમાત્ર જ્ઞાનમાં જ પરાકાષ્ઠાને પહોંચે છે. ૩૩.

**નોંધ:** પરોપકારવૃત્તિથી અપાયેલું દ્રવ્ય પણ જો જ્ઞાનપૂર્વક ન અપાયું હોય તો ઘણીવાર હાનિ કરે છે, એ કોણે નથી અનુભવ્યું? સારી વૃત્તિથી થયેલાં બધાં કર્મ ત્યારે જ શોભે જ્યારે તેની સાથે જ્ઞાનનો મેળાપ થાય. તેથી કર્મ માત્રની પૂર્ણાહુતિ તો જ્ઞાનમાં જ હોય.

તે તું તત્ત્વને જાણનારા જ્ઞાનીઓની સેવા કરીને અને નમ્રતાપૂર્વક વિવેકથી ફરીફરી પ્રશ્નો કરીને જાણજે. તેઓ તારી જિજ્ઞાસા તૃપ્ત કરશે. ૩૪.

**નોંધ:** જ્ઞાન મેળવવાની ત્રણ શરતો—પ્રણિપાત, પરિપ્રશ્ન, સેવા આ યુગમાં ખૂબ ધ્યાનમાં રાખવાયોગ્ય છે. પ્રણિપાત એટલે નમ્રતા, વિવેક; પરિપ્રશ્ન એટલે ફરીફરી પૂછવું; સેવા વિનાની નમ્રતા ખુશામતમાં ખપવાનો સંભવ છે. વળી જ્ઞાન શોધ્યા વિના નથી સંભવતું, એટલે ન સમજાય ત્યાં લગી શિષ્યે ગુરુને નમ્રતાપૂર્વક પ્રશ્નો પૂછ્યા કરવા. એ જિજ્ઞાસાની નિશાની છે. આમાં શ્રદ્ધાની જરૂર છે. જેને વિષે શ્રદ્ધા ન હોય તેની તરફ હાર્દિક નમ્રતા ન હોય; તેની સેવા તો ક્યાંથી જ હોય?

તે જ્ઞાન પામ્યા પછી હે પાંડવ! તને ફરી આવો મોહ નહિ થાય; તે જ્ઞાન વડે તું ભૂતમાત્રને આત્માને વિષે અને મારે વિષે જોઈશ. ૩૫.

**નોંધ:** 'યથા પિંડે તથા બ્રહ્માંડે'નો આ જ અર્થ જેને આત્મદર્શન થયું છે તે પોતાના આત્મા અને બીજાની વચ્ચે ભેદ નથી જોતો.

બધા પાપીઓમાંયે તું મોટામાં મોટો પાપી હોય તોપણ જ્ઞાનરૂપી નૌકા વડે બધાં પાપને તું તરી જઈશ. ૩૬.

હે અર્જુન! જેમ પ્રગટેલો અગ્નિ બળતણને બાળી નાંખે છે તેમ જ જ્ઞાનરૂપી અગ્નિ બધાં કર્મોને બાળી નાંખે છે. ૩૭.

જ્ઞાનના જેવું આ જગતમાં બીજું કંઈ પવિત્ર નથી. યોગમાં—સમત્વમાં—પૂર્ણ થયેલો મનુષ્ય કાળે કરીને પોતે પોતાનામાં તે જ્ઞાન પામે છે. ૩૮.

શ્રદ્ધાવાન, ઈશ્વરપરાયણ, જિતેન્દ્રિય પુરુષ જ્ઞાન પામે છે અને જ્ઞાન પામીને તુરત પરમ શાન્તિ મેળવે છે. ૩૯.

જે અજ્ઞાન અને શ્રદ્ધારહિત હોઈ સંશયવાન છે તેનો નાશ થાય છે. સંશયવાનને નથી આ લોક કે નથી પરલોક; તેને ક્યાંયે સુખ નથી. ૪૦.

જેણે સમત્વરૂપી યોગ વડે કર્મોનો એટલે કર્મફળનો ત્યાગ કર્યો છે અને જ્ઞાન વડે સંશયને

છેદી નાંખ્યા છે તેવા આત્મદર્શીને હે ધનંજય! કર્મો બંધન કરતાં નથી. ૪૧

તેથી હે ભારત! હૃદયમાં અજ્ઞાનથી ઉત્પન્ન થયેલ સંશયનો આત્મજ્ઞાનરૂપી તલવારથી નાશ કરીને યોગ — સમત્વ ધારણ કરીને ઊભો થા. ૪૨.

ૐ તત્સત્

આમ શ્રીમદ્ભગવદ્ગીતારૂપી ઉપનિષદ એટલે બ્રહ્મવિદ્યાને વિષે આવેલ યોગશાસ્ત્રનો શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો જ્ઞાનકર્મ-સંન્યાસયોગ નામે ચોથો અધ્યાય પૂરો થયો.

૫

# કર્મસંન્યાસયોગ

**આ અધ્યાયમાં કર્મયોગ વિના કર્મસંન્યાસ હોય જ નહિ અને વસ્તુતાએ બન્ને એક જ છે એમ બતાવ્યું છે.**

અર્જુન બોલ્યા :

હે કૃષ્ણ! કર્મોના ત્યાગની અને વળી કર્મોના યોગની તમે સ્તુતિ કરો છો એ બેમાંથી શ્રેયસ્કર શું છે તે મને બરોબર નિશ્ચયપૂર્વક કહો. ૧.

શ્રીભગવાન બોલ્યા :

કર્મોનો ત્યાગ અને યોગ બન્ને મોક્ષદાયક છે. તેમાંયે કર્મસંન્યાસ કરતાં કર્મયોગ ચડી જાય છે. ૨.

જે મનુષ્ય દ્વેષ નથી કરતો અને ઇચ્છા નથી કરતો તેને સદાય સંન્યાસી જાણવો. જે સુખદુઃખાદિ દ્વંદ્વથી મુક્ત છે તે સહેલાઈથી બંધનમાંથી છૂટે છે. ૩.

**નોંધ:** મતલબ કે કર્મનો ત્યાગ એ સંન્યાસનું ખાસ લક્ષણ નથી, પણ દ્વંદ્વાતીત થવું એ જ છે.—એક મનુષ્ય કર્મ કરતો છતો સંન્યાસી હોય. બીજો કર્મ ન કરતો છતો મિથ્યાચારી હોય. જુઓ અધ્યાય ૩, શ્લોક ૬.

સાંખ્ય અને યોગ—જ્ઞાન અને કર્મ—એ બે નોખાં છે, એમ અજ્ઞાની કહે છે, પંડિત નથી કહેતા. એકમાં સારી રીતે સ્થિર રહેનાર પણ બન્નેનું ફળ મેળવે છે. ૪.

**નોંધ:** જ્ઞાનયોગી લોકસંગ્રહરૂપી કર્મયોગનું વિશેષ ફળ સંકલ્પમાત્રથી પામે છે. કર્મયોગી પોતાની અનાસક્તિને લીધે બાહ્ય કર્મ કરતો છતો જ્ઞાનયોગીની શાન્તિ સહેજે ભોગવે છે.

જે સ્થાન સાંખ્યમાર્ગી પામે છે તે જ યોગી પણ પામે છે. જે સાંખ્ય અને યોગને એકરૂપે જુએ છે તે જ ખરો જોનારો છે. ૫.

હે મહાબાહો! કર્મયોગ વિના કર્મત્યાગ કષ્ટસાધ્ય છે, પણ સમત્વવાળો મુનિ શીઘ્રતાથી મોક્ષ પામે છે. ૬.

જેણે યોગ સાધ્યો છે, જેણે હૃદય વિશુદ્ધ કર્યું છે, અને જેણે મન અને ઇન્દ્રિયોને જીત્યાં છે અને જે ભૂતમાત્રને પોતાના જેવા જ સમજે છે એવો મનુષ્ય કર્મ કરતો છતો તેનાથી અલિપ્ત રહે છે. ૭.

**જો**તાં, સાંભળતાં, સ્પર્શ કરતાં, સૂંઘતાં, ખાતાં, ચાલતાં, સૂતાં, શ્વાસ લેતાં, બોલતાં, છોડતાં, લેતાં, આંખ ઉઘાડતાં મીચતાં, કેવળ ઇન્દ્રિયો જ પોતાનું કાર્ય કરે છે એવી ભાવના રાખીને તત્ત્વજ્ઞ યોગી એમ સમજે કે 'હું કંઈ કરતો જ નથી.' ૮-૯.

**નોંધ:** જ્યાં લગી અભિમાન છે ત્યાં લગી આવી અલિપ્ત સ્થિતિ નથી આવતી. તેથી વિષયાસક્ત મનુષ્ય 'વિષયો હું નથી ભોગવતો; ઇન્દ્રિયો પોતાનું કામ કરે છે,' એમ કહી છૂટી નથી શકતો. એવો અનર્થ કરનાર નથી ગીતા સમજતો કે નથી ધર્મ જાણતો. આ વસ્તુને નીચેનો શ્લોક સ્પષ્ટ કરે છે.

જે મનુષ્ય કર્મોને બ્રહ્માર્પણ કરી આસક્તિ છોડી વર્તે છે તે જેમ પાણીમાં રહેલું કમળ અલિપ્ત રહે છે તેમ પાપથી અલિપ્ત રહે છે. ૧૦.

શરીરથી, મનથી, બુદ્ધિથી કે કેવળ ઇન્દ્રિયોથી પણ યોગીજન આસક્તિરહિત થઈને આત્મશુદ્ધિને અર્થે કર્મ કરે છે. ૧૧.

સમતાવાન કર્મફળનો ત્યાગ કરીને પરમ શાંતિ પામે છે. અસ્થિરચિત્ત કામનાવાળો હોઈ ફળમાં લપટાઈને બંધનમાં રહે છે. ૧૨.

સંયમી પુરુષ મનથી બધાં કર્મોનો ત્યાગ કરીને નવદ્વારવાળા નગરરૂપી શરીરમાં રહેતો છતો, કંઈ ન કરતો ન કરાવતો સુખમાં રહે છે. ૧૩.

**નોંધ:** બે નાક, બે કાન, બે આંખ, મળત્યાગનાં બે સ્થાન અને મોઢું એમ શરીરને નવ મુખ્ય દ્વારો છે. બાકી તો ચામડીના અસંખ્ય છેદો માત્ર દરવાજા જ છે. એ દરવાજાનો ચોકીદાર જો તેમાં આવજા કરનાર અધિકારીઓને જ આવજા કરવા દઈ પોતાનો ધર્મ પાળે તો તેને વિષે કહી શકાય કે તે આ આવજા થાય છે છતાં તેનો

ભાગીદાર નથી પણ માત્ર સાક્ષી છે, તેથી તે નથી કરતો કે નથી કરાવતો.

જગતનો પ્રભુ નથી કર્તાપણું રચતો, નથી કર્મ રચતો; નથી કર્મ અને ફળનો મેળ સાધતો. પ્રકૃતિ જ બધું કરે છે. ૧૪.

**નોંધ:** ઈશ્વર કર્તા નથી. કર્મનો નિયમ અચલિત ને અનિવાર્ય છે. અને જે જેવું કરે તેવું તેણે ભરવું જ રહ્યું. આમાં જ ઈશ્વરની મહાદયા રહેલી છે, તેનો ન્યાય રહેલો છે. શુદ્ધ ન્યાયમાં શુદ્ધ દયા છે. ન્યાયની વિરોધી દયા તે દયા નથી, પણ ક્રૂરતા છે. પણ મનુષ્ય ત્રિકાળદર્શી નથી. તેથી તેને સારુ તો દયા—ક્ષમા એ જ ન્યાય છે. તે પોતે નિરંતર ન્યાયને પાત્ર હોઈ ક્ષમાનો યાચક છે. તે બીજાનો ન્યાય ક્ષમાથી જ ચૂકવી શકે. ક્ષમાનો ગુણ કેળવે તો જ છેવટે અકર્તા—યોગી—સમતાવાન—કર્મમાં કુશળ બને.

ઈશ્વર કોઈનું પાપ કે પુણ્ય ઓઢતો નથી. અજ્ઞાન વડે જ્ઞાન ઢંકાઈ જાય છે. અને તેથી લોકો મોહમાં ફસાય છે. ૧૫.

**નોંધ:** અજ્ઞાનથી, 'હું કરું છું' એ વૃત્તિથી મનુષ્ય

કર્મબંધન બાંધે છે છતાં સારાંમાઠાં ફળનો આરોપ ઈશ્વર ઉપર મૂકે છે, એ મોહજાળ.

પણ જેમના અજ્ઞાનનો આત્મજ્ઞાન વડે નાશ થયો છે તેમનું તે સૂર્યના જેવું, પ્રકાશમય જ્ઞાન પરમ તત્ત્વનાં દર્શન કરાવે છે. ૧૬.

જ્ઞાન વડે જેનાં પાપ ધોવાઈ ગયાં છે તેવા, ઈશ્વરનું ધ્યાન ધરનારા, તન્મય થયેલા. તેનામાં સ્થિર રહેનારા, તેને જ સર્વસ્વ માનનારા લોકો મોક્ષ પામે છે. ૧૭.

વિદ્વાન અને વિનયવાન બ્રાહ્મણને વિષે, ગાયને વિષે, હાથીને વિષે, કૂતરાને વિષે અને કૂતરાને ખાનાર માણસ વિષે જ્ઞાનીઓ સમદૃષ્ટિ રાખે છે. ૧૮.

**નોંધઃ** એટલે કે સહુની તેમની આવશ્યકતા પ્રમાણે સેવા કરે છે. બ્રાહ્મણ અને ચાંડાલની પ્રત્યે સમભાવ રાખવો એટલે બ્રાહ્મણને સર્પ કરડે તો તેનો દંશ જેમ જ્ઞાની પ્રેમભાવથી ચૂસીને તેને વિષમુક્ત કરવાનો પ્રયત્ન કરશે તેમ જ ચાંડાલને વિષે તેવી સ્થિતિમાં વર્તશે.

જેમનું મન સમત્વને વિષે સ્થિર થયું છે તેમણે આ દેહે જ સંસારને જીત્યો છે. બ્રહ્મ નિષ્કલંક અને સમભાવી છે. તેથી તેઓ બ્રહ્મને વિષે જ સ્થિર થયા છે. ૧૯.

**નોંધઃ** મનુષ્ય જેવું અને જેનું ચિન્તવન કરે તેવો થાય છે. તેથી સમત્વનું ચિન્તવન કરી નિર્દોષ થઈ સમત્વની મૂર્તિ એવા નિર્દોષ બ્રહ્મને પામે છે.

જેની બુદ્ધિ સ્થિર થઈ છે, જેનો મોહ નાશ પામ્યો છે, જે બ્રહ્મને જાણે છે અને બ્રહ્મમાં પરાયણ રહે છે તે પ્રિય પામી સુખ માનતો નથી, અપ્રિય પામી દુઃખ માનતો નથી. ૨૦.

બાહ્ય વિષયોમાં જેને આસક્તિ નથી એવો પુરુષ અંતરમાં જે આનંદ ભોગવે છે તે અક્ષય્ય આનંદ પેલો બ્રહ્મપરાયણ પુરુષ અનુભવે છે. ૨૧.

**નોંધઃ** જે અંતર્મુખ થયો છે તે જ ઈશ્વરસાક્ષાત્કાર કરી શકે અને તે જ પરમ આનંદ પામે. વિષયોથી નિવૃત્ત રહી કર્મ કરવાં અને બ્રહ્મસમાધિમાં રમવું એ બે નોખી વસ્તુ નથી, પણ એક જ વસ્તુને જોવાની બે દૃષ્ટિ છે — એક જ સિક્કાનાં બે પાસાં છે.

વિષયજન્ય ભોગો અવશ્ય દુઃખોનું કારણ છે. હે કૌંતેય! તે આદિ અને અન્તવાળા છે. સમજુ મનુષ્ય એમાં ન રાચે. ૨૨.

દેહાન્ત પહેલાં જે મનુષ્ય આ દેહે જ કામ અને ક્રોધના વેગને સહન કરવાની શક્તિ મેળવે છે તે મનુષ્ય સમત્વને પામ્યો છે, તે સુખી છે. ૨૩.

**નોંધ:** મૃત શરીરને જેમ ઇચ્છા કે દ્વેષ નથી હોતાં, સુખદુઃખ નથી હોતાં તેમ જે જીવતો છતો મૃતસમાન જડભરત જેમ દેહાતીત રહી શકે તે આ જગતમાં જીત્યો છે અને તે ખરું સુખ જાણે છે.

જેને અંતરનો આનંદ છે, જેને અંતરમાં શાંતિ છે, જેને અવશ્ય અંતર્જ્ઞાન થયું છે તે બ્રહ્મરૂપ થયેલો યોગી બ્રહ્મનિર્વાણ પામે છે. ૨૪.

જેનાં પાપ નાશ પામ્યાં છે, જેની શંકાઓ શમી ગઈ છે, જેણે મન ઉપર કાબૂ મેળવ્યો છે, અને જે પ્રાણીમાત્રના હિતમાં જ પરોવાયેલા રહે છે એવા ઋષિ બ્રહ્મનિર્વાણ પામે છે. ૨૫.

જે પોતાને ઓળખે છે, જેણે કામક્રોધ જીત્યા છે, જેણે મનને વશ કર્યું છે એવા યતિઓને સર્વત્ર બ્રહ્મનિર્વાણ જ છે. ૨૬.

બહારના વિષયભોગોનો બહિષ્કાર કરીને, દૃષ્ટિને ભ્રૂકુટિ વચ્ચે સ્થિર કરીને નાસિકા વાટે જતા આવતા પ્રાણ અને અપાન વાયુની ગતિ એકસરખી રાખીને, ઇન્દ્રિય, મન અને બુદ્ધિને વશ કરીને, તથા ઇચ્છા, ભય અને ક્રોધથી રહિત થઈને જે મુનિ મોક્ષને વિષે પરાયણ રહે છે તે સદા મુક્ત જ છે. ૨૭–૨૮.

**નોંધ :** પ્રાણવાયુ તે અંદરથી બહાર નીકળનાર ને અપાન તે બહારથી અંદર જનાર વાયુ. આ શ્લોકોમાં પ્રાણાયામાદિ યૌગિક ક્રિયાનું સમર્થન છે. પ્રાણાયામાદિ તો બાહ્ય ક્રિયા છે, અને તેની અસર શરીરને સ્વસ્થ રાખવા અને પરમાત્માને વાસ કરવા યોગ્ય મંદિર બનાવવા પૂરતી છે. ભોગીને સારુ જે અર્થ સામાન્ય વ્યાયામાદિ સારે છે તે અર્થ યોગીને સારુ પ્રાણાયામાદિ સારે છે. ભોગીના વ્યાયામાદિ તેની ઇંદ્રિયોને ઉત્તેજિત કરવામાં મદદ કરે છે.

પ્રાણાયામાદિ યોગીનું શરીર નીરોગી અને કઠિન બનાવતાં છતાં ઇંદ્રિયોને શાંત રાખવામાં મદદ કરે છે. આજકાલ પ્રાણાયામાદિ વિધિ થોડાને જ આવડે છે, ને તેમાંના પણ ઘણા થોડા તેનો સદુપયોગ કરે છે. જેણે ઇન્દ્રિય, મન અને બુદ્ધિ ઉપર કંઈ નહિ તોયે પ્રાથમિક વિજય મેળવ્યો છે, જેને મોક્ષની ધગશ છે, અને જેણે રાગ-દ્વેષાદિ જીતી ભયને ત્યજ્યો છે તેને પ્રાણાયામાદિ ઉપયોગી અને મદદકર્તા થાય છે. અન્તઃશૌચ વિનાના પ્રાણાયામાદિ બંધનનું એક સાધન બની મનુષ્યને મોહકૂપમાં વધારે ઊંડો લઈ જઈ શકે છે — લઈ જાય છે એવો ઘણાનો અનુભવ છે. તેથી યોગીન્દ્ર પતંજલિએ યમનિયમને પ્રથમ સ્થાન આપી તે સાધનારને જ મોક્ષમાર્ગમાં પ્રાણાયામાદિને સહાયકારક ગણ્યા છે.

યમ પાંચ છે : અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. નિયમ પાંચ છે : શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન.

**યજ્ઞ** અને તપનો ભોક્તા, બધા લોકનો મહેશ્વર, અને ભૂતમાત્રનું હિત કરનાર એવા મને જાણીને (ઉક્ત મુનિ) શાન્તિ પામે છે. ૨૯.

**નોંધ :** આ અધ્યાયના ચૌદ અને પંદર તથા એવા

બીજા શ્લોકોનો આ વિરોધી શ્લોક છે એમ કોઈ ન માને. ઈશ્વર સર્વશક્તિમાન હોઈ કર્તાઅકર્તા, ભોક્તાઅભોક્તા જે કહો તે છે અને નથી. તે અવર્ણનીય છે. મનુષ્યની ભાષાથી તે અતીત છે. તેથી તેનામાં પરસ્પરવિરોધી ગુણો અને શક્તિઓનું પણ આરોપણ કરી મનુષ્ય તેની ઝાંખી કરવાની આશા રાખે છે.

ૐ તત્સત્

આમ શ્રીમદ્ભગવદ્ગીતારૂપી ઉપનિષદ એટલે બ્રહ્મવિદ્યાને વિષે આવેલ યોગશાસ્ત્રનો શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો કર્મસંન્યાસયોગ નામે પાંચમો અધ્યાય પૂરો થયો.

६

# ધ્યાનયોગ

**આ અધ્યાયમાં યોગ સાધવાનાં—સમત્વ પામવાનાં કેટલાંક સાધનો બતાવ્યાં છે.**

**શ્રી**ભગવાન બોલ્યા:

કર્મફલનો આશ્રય લીધા વિના જે મનુષ્ય વિહિત કર્મ કરે છે તે સંન્યાસી છે, તે યોગી છે; જે અગ્નિનો અને ક્રિયામાત્રનો ત્યાગ કરીને બેસે છે તે નહિ. ૧.

**નોંધ:** અગ્નિ એટલે સાધનમાત્ર. જ્યારે અગ્નિ મારફતે હોમ થતા ત્યારે અગ્નિની આવશ્યકતા હતી. આ યુગમાં માનો કે રેંટિયો સેવાનું સાધન છે તો તેનો ત્યાગ કરવાથી સંન્યાસી નથી થવાતું.

હે પાંડવ! જેને સંન્યાસ કહે છે તેને તું યોગ જાણ. જેણે મનના સંકલ્પો તજ્યા નથી તે કદી યોગી થઈ શકતો નથી. ૨.

યોગ સાધનારને કર્મ સાધન છે, જેણે તે સાધ્યો છે તેને શાન્તિ સાધન છે. ૩.

**નોંધઃ** જેની આત્મશુદ્ધિ થઈ છે, જેણે સમત્વ સાધેલ છે તેને આત્મદર્શન સહજ છે. આનો અર્થ એવો નથી કે યોગારૂઢે લોકસંગ્રહને સારુ પણ કર્મ કરવાનાં નથી રહેતાં. લોકસંગ્રહ વિના તે જીવી જ ન શકે. એટલે સેવાકર્મ કરવાં એ પણ તેને સહજ હોય છે. તે દેખાવને અર્થે કંઈ કરતો નથી. સરખાવો અધ્યાય ૩–૪, અધ્યાય ૫-૨.

જ્યારે મનુષ્ય ઇંદ્રિયના વિષયોમાં કે કર્મમાં આસક્ત નથી થતો અને બધા સંકલ્પો તજે છે ત્યારે તે યોગારૂઢ કહેવાય છે. ૪.

આત્મા વડે મનુષ્ય આત્માનો ઉદ્ધાર કરે; તેની અધોગતિ ન કરે. આત્મા જ આત્માનો બંધુ છે; અને આત્મા જ આત્માનો શત્રુ છે. ૫.

તેનો જ આત્મા બંધુ છે જેણે પોતાને બળે મનને જીત્યું છે; જેણે આત્મા જીત્યો નથી તે પોતા પ્રત્યે જ શત્રુની જેમ વર્તે છે. ૬.

જેણે પોતાનું મન જીત્યું છે ને જે સંપૂર્ણપણે શાન્ત થયો છે તેનો આત્મા ટાઢતડકો, સુખદુઃખ, માનઅપમાન વિષે એકસરખો રહે છે. ૭.

જે જ્ઞાન અને અનુભવથી તૃપ્ત થયો છે, જે અવિચલ છે, જે ઇંદ્રિયજિત્ છે અને જેને માટી, પથ્થર અને સુવર્ણ સરખાં છે એવો ઈશ્વરપરાયણ મનુષ્ય યોગી કહેવાય. ૮.

હિતેચ્છુ, મિત્ર, શત્રુ, નિષ્પક્ષપાતી, બન્નેનું ભલું ચાહનાર, દ્વેષી, બંધુ, વળી સાધુ અને પાપી, આ બધાને વિષે જે સમાનભાવ રાખે છે તે શ્રેષ્ઠ છે. ૯.

**ચિત્ત** સ્થિર કરીને, વાસના અને સંગ્રહનો ત્યાગ કરીને, એકલો એકાંતમાં રહીને યોગી નિરંતર આત્માને પરમાત્માની સાથે જોડે. ૧૦.

પવિત્ર સ્થાનમાં, બહુ ઊંચું નહિ ને બહુ નીચું નહિ એવું દર્ભ, મૃગચર્મ અને વસ્ત્ર ઉપરાઉપર પાથરેલું સ્થિર આસન પોતાને સારુ કરી, ત્યાં એકાગ્ર મને બેસી ચિત્ત અને ઇંદ્રિયોને વશ કરી આત્મશુદ્ધિને સારુ યોગ સાધે. ૧૧–૧૨.

કાયા, ડોક, અને મસ્તક સમરેખામાં અચલ રાખીને, સ્થિર રહીને, આમતેમ ન જોતાં પોતાના નાસિકાગ્ર ઉપર નજર ટેકવીને, પૂર્ણ શાન્તિથી, ભયરહિત થઈને, બ્રહ્મચર્યને વિષે દૃઢ થઈને, મનને મારીને મારામાં પરાયણ થયેલો યોગી મારું ધ્યાન ધરતો બેસે. ૧૩–૧૪.

**નોંધ:** નાસિકાગ્ર એટલે ભ્રકુટિ વચ્ચેનો ભાગ. જુઓ અધ્યાય ૫–૨૭. બ્રહ્મચારીવ્રત એટલે વીર્યસંગ્રહ એક જ નહિ પણ બ્રહ્મ પામવાને સારુ આવશ્યક અહિંસાદિ બધાં વ્રતો.

આમ જેનું મન નિયમમાં છે એવો યોગી આત્માનું અનુસંધાન પરમાત્માની સાથે કરે છે ને મને પામવામાં રહેલી મોક્ષરૂપ પરમ શાંતિ મેળવે છે. ૧૫.

હે અર્જુન! આ સમત્વરૂપ યોગ નથી પ્રાપ્ત થતો અકરાંતિયાને, નથી થતો નકરા ઉપવાસીને; તેમજ તે નથી મળતો અતિ ઊંઘનારને અથવા અતિ જાગનારને. ૧૬.

જે મનુષ્ય આહારવિહારમાં, બીજાં કર્મમાં, ઊંઘવાજાગવામાં પ્રમાણ જાળવે છે તેનો યોગ દુઃખભંજન થઈ પડે છે. ૧૭.

સારી રીતે નિયમમાં આવેલું મન જ્યારે આત્માને વિષે સ્થિર થાય છે અને મનુષ્ય કામના-માત્રને વિષે નિઃસ્પૃહ થઈને બેસે છે ત્યારે તે યોગી કહેવાય છે. ૧૮.

આત્માને પરમાત્માની સાથે જોડવાનો પ્રયત્ન કરનાર સ્થિરચિત્ત યોગીની સ્થિતિ વાયુરહિત સ્થળમાં અચલિત રહેનાર દીવાના જેવી કહેવાઈ છે. ૧૯.

યોગના સેવનથી અંકુશમાં આવેલું મન જ્યાં શાન્તિ પામે, આત્મા વડે જ આત્માને ઓળખીને આત્માને વિષે જ્યાં મનુષ્ય સંતોષ પામે; વળી ઇન્દ્રિયોથી પર અને બુદ્ધિ વડે ગ્રહણ કરવાયોગ્ય

એવા અનંત સુખનો જ્યાં અનુભવ થાય છે, જ્યાં રહ્યો મનુષ્ય મૂળ વસ્તુથી ચલાયમાન થતો નથીઃ વળી જે પામ્યા પછી તેનાથી બીજા કોઈ લાભને તે અધિક માનતો નથી, અને જેને વિષે સ્થિર થયેલો મહાદુઃખથી પણ ડગતો નથી, તે દુઃખના પ્રસંગથી રહિત સ્થિતિનું નામ યોગની સ્થિતિ જાણવી. એ યોગ કંટાળા વિના અને દૃઢતાપૂર્વક સાધવાયોગ્ય છે. ૨૦-૨૧-૨૨-૨૩

સંકલ્પથી ઉત્પન્ન થતી બધી કામનાઓને પૂરેપૂરી તજીને, મન વડે જ ઇન્દ્રિયસમૂહને બધી દિશાએથી સારી રીતે નિયમમાં આણીને, અડગ બુદ્ધિ વડે યોગી ધીમેધીમે વિરમે અને મનને આત્મામાં પરોવીને બીજા કશાનો વિચાર ન કરે. ૨૪-૨૫

જ્યાં જ્યાં ચંચળ અને અસ્થિર મન ભાગે ત્યાં ત્યાંથી (યોગી) તેને નિયમમાં આણીને પોતાને વશ લાવે. ૨૬.

જેનું મન સારી રીતે શાન્ત થયું છે, જેના વિકાર શમ્યા છે એવો બ્રહ્મમય થયેલો નિષ્પાપ યોગી અવશ્ય ઉત્તમ સુખને પામે છે. ૨૭.

આત્માની સાથે નિરંતર અનુસંધાન કરતો પાપરહિત થયેલો આ યોગી સહેલાઈથી બ્રહ્મપ્રાપ્તિરૂપ અનંત સુખનો અનુભવ કરે છે. ૨૮.

બધે સમભાવ રાખનારો યોગી પોતાને ભૂતમાત્રમાં અને ભૂતમાત્રને પોતામાં જુએ છે. ૨૯.

જે મને બધે જુએ છે અને બધાને મારે વિષે જુએ છે તે મારી નજર આગળથી ખસતો નથી, અને હું તેની નજર આગળથી ખસતો નથી. ૩૦.

મારામાં લીન થયેલો જે યોગી ભૂતમાત્રને વિષે રહેલા મને ભજે છે તે ગમે તેમ વર્તતો છતાં મારે વિષે જ વર્તે છે. ૩૧.

**નોંધ:** 'પોતે' જ્યાં લગી છે ત્યાં લગી તો પરમાત્મા પર છે. 'પોતે' મટે — શૂન્ય થાય તો જ એક પરમાત્માને બધે જુએ. વળી અધ્યાય ૧૩-૨૩ની નોંધ જુઓ.

હે અર્જુન! જે મનુષ્ય પોતાના જેવા બધાને જુએ છે અને સુખ હો કે દુઃખ બન્ને સરખાં સમજે છે તે યોગી શ્રેષ્ઠ ગણાય. ૩૨.

અર્જુન બોલ્યા:

હે મધુસૂદન! આ (સમત્વરૂપી) યોગ જે તમે કહ્યો તેની સ્થિરતા હું ચંચળપણાને લીધે જોઈ શકતો નથી. ૩૩.

કેમકે હે કૃષ્ણ! મન ચંચળ જ છે, મનુષ્યને વલોવી નાંખે છે અને બહુ બળવાન છે. જેમ વાયુને દબાવવો બહુ કઠિન છે તેમ મનને વશ કરવું પણ હું કઠિન માનું છું. ૩૪.

શ્રીભગવાન બોલ્યા:

હે મહાબાહો! સાચી વાત છે કે મન ચંચળ હોવાથી વશ કરવું કઠણ છે. પણ હે કૌંતેય! અભ્યાસ અને વૈરાગ્યથી તે વશ કરી શકાય. ૩૫

મારો અભિપ્રાય છે કે જેનું મન પોતાને વશ નથી તેને યોગસાધના બહુ કઠિન છે; પણ

જેનું મન પોતાને વશ છે ને જે યત્નવાન છે તે ઉપાય વડે સાધી શકે છે. ૩૬.

**અર્જુન બોલ્યા :**

હે કૃષ્ણ! જે શ્રદ્ધાવાન તો છે પણ યત્નમાં મંદ હોવાથી યોગભ્રષ્ટ થાય છે તે સફળતા ન પામવાથી શી ગતિને પામે છે? ૩૭.

હે મહાબાહો! યોગથી ભ્રષ્ટ થયેલો, બ્રહ્મમાર્ગમાં ભૂલો પડેલો તે છૂટા વિખરાયેલા વાદળાની જેમ ઉભયભ્રષ્ટ થઈ નાશ તો નથી પામતો? ૩૮.

હે કૃષ્ણ! આ મારો સંશય તમે દૂર કરવાયોગ્ય છો. તમારા સિવાય બીજો કોઈ આ સંશય દૂર કરનાર મળે તેમ નથી. ૩૯.

**શ્રીભગવાન બોલ્યા :**

હે પાર્થ! એવા મનુષ્યોનો નાશ નથી આ લોકમાં કે નથી પરલોકમાં. હે તાત! કલ્યાણમાર્ગે જનારની કદી દુર્ગતિ નથી જ થતી. ૪૦.

પુણ્યશાળી લોક જે સ્થાન પામે છે તેને પામીને ત્યાં લાંબો સમય રહીને યોગભ્રષ્ટ થયેલો મનુષ્ય પવિત્ર અને સાધનવાળાને ઘેર જન્મે છે. ૪૧.

અથવા જ્ઞાનવાન યોગીના જ કુળમાં તે જન્મ લે છે. જગતમાં આવો જન્મ અવશ્ય બહુ દુર્લભ છે. ૪૨

હે કુરુનન્દન! ત્યાં તેને પૂર્વજન્મના બુદ્ધિ-સંસ્કાર મળે છે, અને ત્યાંથી તે મોક્ષને સારુ આગળ પ્રગતિ કરે છે. ૪૩

તે જ પૂર્વના અભ્યાસને લીધે તે અવશ્ય યોગ પ્રત્યે ખેંચાય છે. યોગનો જિજ્ઞાસુ પણ સકામ વૈદિક કર્મ કરનારની સ્થિતિને ઓળંગી જાય છે. ૪૪.

વળી ખંતપૂર્વક પ્રયત્ન કરતો યોગી પાપમુક્ત બની અનેક જન્મથી વિશુદ્ધ થઈને પરમ ગતિને પામે છે. ૪૫.

તપસ્વીના કરતાં યોગી અધિક છે; જ્ઞાનીના કરતાં પણ તે અધિક મનાય છે, તેમજ કર્મ-

કાંડી કરતાં તે અધિક છે. તેથી હે અર્જુન! તું યોગી થા. ૪૬.

**નોંધ:** અહીં તપસ્વીની તપશ્ચર્યા ફ્લેચ્છાવાળી છે. જ્ઞાની એટલે અનુભવજ્ઞાની નહિ.

બધા યોગીઓમાં પણ જે મારામાં મન પરોવીને મને શ્રદ્ધાપૂર્વક ભજે છે તેને હું સર્વશ્રેષ્ઠ યોગી માનું છું. ૪૭.

ૐ તત્સત્

આમ શ્રીમદ્ભગવદ્ગીતારૂપી ઉપનિષદ્ એટલે બ્રહ્મવિદ્યા વિષે આવેલ યોગશાસ્ત્રનો શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો ધ્યાનયોગ નામે છઠ્ઠો અધ્યાય પૂરો થયો.

७

## જ્ઞાનવિજ્ઞાનયોગ

**આ અધ્યાયમાં ઈશ્વરતત્ત્વ અને ઈશ્વરભક્તિ શું છે તે સમજાવવાનો આરંભ છે.**

**શ્રી**ભગવાન બોલ્યા :

હે પાર્થ! મારામાં મન પરોવીને તથા મારો આશ્રય લઈને યોગ સાધતો તું નિશ્ચયપૂર્વક ને સંપૂર્ણપણે મને કેમ ઓળખી શકે તે સાંભળ. ૧.

અનુભવયુક્ત આ જ્ઞાન હું તને પૂર્ણપણે કહીશ. તે જાણ્યા પછી આ લોકમાં વધારે કંઈ જાણવાનું રહેતું નથી. ૨.

હજારો મનુષ્યોમાંથી કોઈક જ સિદ્ધિને સારુ પ્રયત્ન કરે છે. પ્રયત્ન કરનારા સિદ્ધોમાંથી પણ કોઈક જ મને વાસ્તવિક રીતે ઓળખે છે. ૩.

પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંભાવ એમ આઠ પ્રકારની મારી પ્રકૃતિ છે. ૪.

**નોંધઃ** આ આઠ તત્ત્વોવાળું સ્વરૂપ તે ક્ષેત્ર અથવા ક્ષર પુરુષ. જુઓ અધ્યાય ૧૩, શ્લોક ૫; અને અધ્યાય ૧૫, શ્લોક ૧૬.

આ અપરા પ્રકૃતિ કહી. તેથી પણ ઊંચી પરા પ્રકૃતિ એ જીવરૂપ છે. હે મહાબાહો! આ જગત તેને આધારે નભી રહ્યું છે. ૫.

ભૂતમાત્રની ઉત્પત્તિનું કારણ તું આ બન્નેને જાણ. આખા જગતનાં ઉત્પત્તિ અને લયનું કારણ હું છું. ૬.

હે ધનંજય! મારા કરતાં ઊંચું બીજું કંઈ નથી. જેમ સૂત્રમાં મણકા પરોવાયેલા હોય છે તેમ આ બધું મારામાં પરોવાયેલું છે. ૭.

હે કૌન્તેય! પાણીમાં રસ હું છું; સૂર્ય-ચન્દ્રમાં તેજ હું છું; સર્વ વેદોમાં ૐકાર હું

છું; આકાશમાં શબ્દ હું છું અને પુરુષોનું
પરાક્રમ હું છું. ૮.

પૃથ્વીમાં સુગંધ હું છું, અગ્નિમાં તેજ હું છું,
પ્રાણીમાત્રનું જીવન હું છું, તપસ્વીનું તપ હું છું. ૯.

હે પાર્થ! બધા જીવોનું સનાતન બીજ મને જાણ.
બુદ્ધિમાનની બુદ્ધિ હું છું, તેજસ્વીનું તેજ હું છું. ૧૦.

બળવાનનું કામ અને રાગવિનાનું બળ હું છું,
અને હે ભરતર્ષભ! પ્રાણીઓમાં ધર્મનો અવિરોધી
કામ હું છું. ૧૧.

જે જે સાત્ત્વિક, રાજસી અને તામસી ભાવો
છે તે મારા થકી ઉત્પન્ન થયેલા જાણજે. પણ
હું તેમાં છું એમ નથી, તે મારામાં છે. ૧૨.

**નોંધ:** આ ભાવોની ઉપર પરમાત્મા નિર્ભર નથી પણ તે ભાવો તેની ઉપર નિર્ભર છે. તેને આધારે રહે છે ને તેને વશ છે.

આ ત્રિગુણી ભાવો વડે આખું જગત મોહિત
થયેલું છે, અને તેથી તેનાથી ઊંચા અને જુદા
એવા મને — અવિનાશીને — તે ઓળખતું નથી. ૧૩.

આ મારી ત્રણ ગુણવાળી દૈવી માયા તરવી મુશ્કેલ છે. પણ જેઓ મારું જ શરણ લે છે તેઓ તે માયાને તરી જાય છે. ૧૪.

દુરાચારી, મૂઢ, અધમ મનુષ્યો મારે શરણે આવતા નથી. તેઓ આસુરી ભાવવાળા હોય છે અને માયાએ તેમનું જ્ઞાન હરી લીધું હોય છે. ૧૫.

અર્જુન! ચાર પ્રકારના સદાચારી મનુષ્યો મને ભજે છે: દુઃખી, જિજ્ઞાસુ, કંઈ પ્રાપ્તિની ઇચ્છાવાળા અથવા જ્ઞાની. ૧૬.

તેમનામાં જે નિત્ય સમભાવી એકને જ ભજનારો છે તે જ્ઞાની શ્રેષ્ઠ છે. હું જ્ઞાનીને અત્યન્ત પ્રિય છું અને જ્ઞાની મને પ્રિય છે. ૧૭.

આ બધાય ભક્તો સારા છે, પણ જ્ઞાની તો મારો આત્મા જ છે એવો મારો મત છે. કેમકે મને પામવા કરતાં બીજી વધારે સારી ગતિ નથી જ એમ જાણતો તે યોગી મારો જ આશ્રય લે છે. ૧૮.

ઘણા જન્મોને અંતે જ્ઞાની મને પામે છે. બધું વાસુદેવમય છે એમ જાણનારો આવો મહાત્મા બહુ દુર્લભ છે. ૧૯.

અનેક કામનાઓથી જેનું જ્ઞાન હરાઈ ગયું છે એવા લોકો પોતાની પ્રકૃતિ પ્રમાણે જુદીજુદી વિધિનો આશ્રય લઈને બીજા દેવતાઓને શરણે જાય છે. ૨૦.

જે જે મનુષ્ય જે જે સ્વરૂપની ભક્તિ શ્રદ્ધાપૂર્વક કરવા ઇચ્છે છે તે તે સ્વરૂપ વિષે તેની શ્રદ્ધાને હું દૃઢ કરું છું. ૨૧.

શ્રદ્ધાપૂર્વક તે તે સ્વરૂપની તે આરાધના કરે છે ને તે વાટે મેં નિર્મિત કરેલી ને તેણે ઇચ્છેલી કામનાઓ પૂરી કરે છે. ૨૨.

તે અલ્પબુદ્ધિ લોકોને જે ફળ મળે છે તે નાશવન્ત હોય છે. દેવોને ભજનારા દેવોને પામે છે, મને ભજનારા મને પામે છે. ૨૩.

મારા પરમ, અવિનાશી અને અનુપમ સ્વરૂપને ન જાણનારા બુદ્ધિહીન લોકો ઇન્દ્રિયોથી અતીત એવા મને ઇંદ્રિયગમ્ય માને છે. ૨૪.

મારી યોગમાયાથી ઢંકાયેલો હું બધાને પ્રકટ નથી. આ મૂઢ જગત મને અજન્મ અને અવ્યયને સારી રીતે ઓળખતું નથી. ૨૫.

**નોંધ:** આ દૃશ્ય જગતને પેદા કરવાની શક્તિ ધરાવવા છતાં અલિપ્ત હોવાને લીધે પરમાત્માનું અદૃશ્ય રહેવાપણું તે તેની યોગમાયા.

હે અર્જુન! થઈ ગયેલાં, વર્તમાન અને થનારાં બધાં ભૂતોને હું જાણું છું, પણ મને કોઈ જાણતું નથી. ૨૬.

હે ભારત! હે પરંતપ! ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થયેલ સુખદુઃખાદિ દ્વંદ્વના મોહે કરીને પ્રાણીમાત્ર આ જગતમાં મૂર્ચ્છિત રહે છે. ૨૭.

પણ જે સદાચારી લોકોનાં પાપોનો અંત આવ્યો છે ને જે દ્વંદ્વના મોહમાંથી છૂટ્યા છે તે અડગ વ્રતવાળા મને ભજે છે. ૨૮.

જેઓ મારો આશ્રય લઈને જરા અને મરણમાંથી મુક્ત થવા મથે છે તેઓ પૂર્ણબ્રહ્મને, અધ્યાત્મને અને અખિલ કર્મને જાણે છે. ૨૯.

અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞવાળો એવો મને જેમણે ઓળખ્યો છે તે સમત્વને પામેલા મને મરણસમયે પણ ઓળખે છે. ૩૦

નોંધ: અધિભૂતાદિનો અર્થ આઠમા અધ્યાયમાં આવે છે. આ શ્લોકની મતલબ એ છે કે આ જગતમાં ઈશ્વર સિવાય બીજું કંઈ જ નથી ને બધાં કર્મનો કર્તા-ભોક્તા તે છે એમ સમજી જે મરણસમયે શાંત રહી ઈશ્વરમાં જ તન્મય રહે છે અને કશી વાસના તે સમયે જેને નથી હોતી તેણે ઈશ્વરને ઓળખ્યો છે ને તે મોક્ષ પામ્યા છે.

ૐ તત્સત્

આમ શ્રીમદ્‌ભગવદ્‌ગીતારૂપી ઉપનિષદ એટલે બ્રહ્મવિદ્યાને વિષે આવેલ યોગશાસ્ત્રનો શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો જ્ઞાનવિજ્ઞાનયોગ નામે સાતમો અધ્યાય પૂરો થયો.

# ૮

# અક્ષરબ્રહ્મયોગ

**આ અધ્યાયમાં ઈશ્વરતત્ત્વની વિશેષ સમજ છે.**

**અર્જુન બોલ્યા :**

હે પુરુષોત્તમ ! એ બ્રહ્મનું શું સ્વરૂપ છે ? અધ્યાત્મ શું છે ? કર્મ શું છે ? અધિભૂત શાને કહે છે ? અધિદૈવ શું કહેવાય છે ? ૧.

હે મધુસૂદન ! આ દેહને વિષે અધિયજ્ઞ શું અને કઈ રીતે છે ? અને સંયમી તમને મરણસમયે કેમ જાણી શકે ? ૨.

**શ્રીભગવાન બોલ્યા :**

જે સર્વોત્તમ અવિનાશી છે તે બ્રહ્મ; પ્રાણીમાત્રને વિષે સ્વસત્તાથી જે રહે છે તે

અધ્યાત્મ. અને પ્રાણીમાત્રને ઉત્પન્ન કરનાર સૃષ્ટિવ્યાપાર તે કર્મ કહેવાય છે. ૩.

અધિભૂત તે મારું નાશવંત સ્વરૂપ છે. અધિદૈવત તે તેને વિષે રહેલું મારું જીવસ્વરૂપ છે. અને હે મનુષ્યમાં શ્રેષ્ઠ! અધિયજ્ઞ આ દેહને વિષે રહેલું પણ યજ્ઞ વડે શુદ્ધ થયેલું જીવસ્વરૂપ છે. ૪.

**નોંધ:** એટલે કે અવ્યક્ત બ્રહ્મથી માંડીને નાશવંત દૃશ્ય પદાર્થમાત્ર પરમાત્મા જ છે, અને બધું તેની જ કૃતિ છે. તો પછી મનુષ્યપ્રાણી પોતે કર્તાપણાનું અભિમાન રાખવાને બદલે પરમાત્માનો દાસ બની બધું તેને કાં સમર્પણ ન કરે?

અંતકાળે મારું જ સ્મરણ કરતો કરતો જે દેહને છોડે છે તે મારા સ્વરૂપને પામે છે તેમાં કશો સંશય નથી. ૫.

અથવા તો હે કૌંતેય! નિત્ય જે જે સ્વરૂપનું ધ્યાન મનુષ્ય ધરે છે તે તે સ્વરૂપનું અંતકાળે પણ સ્મરણ કરતો તે દેહ છોડે છે અને તેથી તે તે સ્વરૂપને પામે છે. ૬.

એટલા સારુ હમેશાં મારું સ્મરણ કર અને ઝૂઝતો રહે; એમ મારામાં મન અને બુદ્ધિ રાખવાથી અવશ્ય મને પામીશ. ૭.

હે પાર્થ! ચિત્તને અભ્યાસ વડે સ્થિર કરી બીજે ક્યાંય ન દોડવા દઈને જે એકધ્યાન થાય છે તે દિવ્ય પરમ પુરુષને પામે છે. ૮.

જે મનુષ્ય મરણકાળે અચળ મનથી, ભક્તિ-ભીનો થઈ અને યોગબળે ભ્રૂકુટિની વચ્ચે સારી રીતે પ્રાણને સ્થાપિત કરીને સર્વજ્ઞ, પુરાતન, નિયંતા, સૂક્ષ્મતમ, બધાંના પાલનહાર, અચિંત્ય, સૂર્ય જેવા તેજસ્વી, અજ્ઞાનરૂપી અંધકારથી પર સ્વરૂપનું ઠીક સ્મરણ કરે છે તે દિવ્ય પરમ પુરુષને પામે છે. ૯–૧૦.

જેને વેદ જાણનારા અક્ષર નામથી વર્ણવે છે, જેમાં વીતરાગી મુનિઓ પ્રવેશે છે, અને જેની પ્રાપ્તિની ઇચ્છાથી લોકો બ્રહ્મચર્યનું પાલન કરે છે તે પદનું ટૂંકું વર્ણન હું તને આપીશ. ૧૧.

ઇંદ્રિયોનાં બધાં દ્વારોને રોકીને, મનને હૃદયમાં સ્થિર કરીને, મસ્તકમાં પ્રાણને ધારણ કરીને, સમાધિસ્થ થઈને ૐ એવા એકાક્ષરી બ્રહ્મનું ઉચ્ચારણ કરતો અને મારું ચિંતન કરતો જે મનુષ્ય દેહ છોડે છે તે પરમ ગતિને પામે છે. ૧૨-૧૩.

હે પાર્થ! બીજે ક્યાંય ચિત્ત રાખ્યા વિના જે નિત્ય અને નિરંતર મારું જ સ્મરણ કરે છે તે નિત્યયુક્ત યોગી મને સહેજે પામે છે. ૧૪.

મને પામીને પરમ ગતિએ પહોંચેલા મહાત્માઓ દુઃખનું ઘર એવા અશાશ્વત પુનર્જન્મને નથી પામતા. ૧૫.

હે કૌંતેય! બ્રહ્મલોકથી માંડીને બધા લોકો ફરીફરી આવનારા છે. પરન્તુ મને પામ્યા પછી મનુષ્યને ફરી જન્મવાનું નથી હોતું. ૧૬.

હજાર યુગ લગીનો બ્રહ્માનો એક દિવસ અને હજાર યુગ સુધીની એક રાત્રિ જેઓ જાણે છે તેઓ રાતદિવસ જાણનારા છે. ૧૭.

**નોંધ:** મતલબમાં આપણા ચોવીસ કલાકના રાત-દિવસ એ કાળચક્રની અંદર એક ક્ષણ કરતાં પણ

સૂક્ષ્મ છે. તેની કશી કિંમત નથી. તેથી તેટલા કાળમાં મળતા ભોગો આકાશપુષ્પ જેવા છે એમ સમજી આપણે તેને વિષે ઉદાસીન રહીએ, ને તેટલો જ કાળ આપણી પાસે છે તેને ભગવદ્ભક્તિમાં, સેવામાં ગાળી સાર્થક કરીએ તથા આજ ને આજ આત્માનું દર્શન ન થાય તો ધીરજ રાખીએ.

(બ્રહ્માનો) દિવસ ઊગતાં બધા અવ્યક્તમાંથી વ્યકત થાય છે અને રાત્રિ પડતાં તેનો પ્રલય થાય છે એટલે કે અવ્યકતમાં લય પામે છે. ૧૮.

**નોંધ:** આમ જાણીને પણ મનુષ્ય સમજે કે તેના હાથમાં ઘણી થોડી સત્તા છે. ઉત્પત્તિ અને નાશની જોડી સાથેસાથે ચાલ્યાં જ કરે છે.

હે પાર્થ! આ પ્રાણીઓનો સમુદાય આમ પેદા થઈથઈને રાત્રિ પડતાં પરાણે લય પામે છે, અને દિવસ ઊગતાં ઉત્પન્ન થાય છે. ૧૯.

આ અવ્યક્તથી પર એવો બીજો સનાતન અવ્યક્તભાવ છે. બધાં પ્રાણીનો નાશ થતાં છતાં આ સનાતન અવ્યક્તભાવ નાશ નથી પામતો. ૨૦.

જે અવ્યક્ત, અક્ષર (અવિનાશી) કહેવાય છે તેને જ પરમ ગતિ કહે છે. જેને પામ્યા પછી લોકોને પુનર્જન્મ નથી થતો તે મારું પરમ ધામ છે. ૨૧.

હે પાર્થ! એ ઉત્તમ પુરુષનાં દર્શન અનન્ય ભક્તિ વડે થાય છે. એને વિષે ભૂતમાત્ર રહેલાં છે. અને આ બધું તેના વડે વ્યાપ્ત છે. ૨૨.

જે કાળે મરણ પામી યોગીઓ મોક્ષ પામે છે અને જે કાળે મરણ પામીને તેમને પુનર્જન્મ થાય છે તે કાળ હે ભરતર્ષભ! હું તને કહીશ. ૨૩.

ઉત્તરાયણના છ માસમાં શુક્લપક્ષમાં દિવસના જ્યારે અગ્નિની જ્વાળા ચાલી રહી હોય ત્યારે જેનું મરણ થાય છે તે બ્રહ્મને જાણનારા બ્રહ્મને પામે છે. ૨૪.

દક્ષિણાયનના છ માસમાં, કૃષ્ણપક્ષમાં, રાત્રીમાં, જ્યારે ધુમાડો ફેલાયો હોય ત્યારે મરનારા ચંદ્રલોકને પામી પુનર્જન્મ પામે છે. ૨૫.

**નોંધ**: ઉપરના બે શ્લોકો હું પૂરા સમજતો નથી. તેના શબ્દાર્થનો ગીતાના શિક્ષણની સાથે મેળ બેસે તેમ

નથી. તે શિક્ષણ પ્રમાણે તો જે ભક્તિભીનો છે, જે સેવામાર્ગ સેવે છે ને જેને જ્ઞાન થયું છે તે ગમે ત્યારે મરે તોપણ તેને મોક્ષ જ છે. તેનાથી આ શ્લોકોનો શબ્દાર્થ વિરોધી છે. તેનો ભાવાર્થ એ નીકળે ખરો કે જે યજ્ઞ કરે છે એટલે પરોપકારમાં જ જે જીવન વ્યતીત કરે છે, જેને જ્ઞાન થયું છે, જે બ્રહ્મવિદ એટલે જ્ઞાની છે, તે મરણસમયે પણ જો તેની એવી સ્થિતિ હોય તો મોક્ષ પામે છે. એથી ઊલટું જે યજ્ઞ નથી કરતો, જેને જ્ઞાન નથી, જે ભક્તિ નથી જાણતો તે ચંદ્રલોકમાં એટલે ક્ષણિક લોકને પામી પાછો ભવચક્રમાં ફરે છે. ચંદ્રને પોતાનો જ્યોતિ નથી.

જગતમાં જ્ઞાનનો અને અજ્ઞાનનો એવા બે પરાપૂર્વથી ચાલતા આવેલા માર્ગ મનાયા છે. એક એટલે જ્ઞાનમાર્ગે મનુષ્ય મોક્ષ પામે છે; અને બીજા એટલે અજ્ઞાનમાર્ગે તે પુનર્જન્મ પામે છે. ૨૬.

હે પાર્થ! આ બે માર્ગ જાણનારો કોઈ પણ યોગી મૂર્છિત થતો નથી. તેથી હે અર્જુન! બધે

કાળે તું યોગયુક્ત રહેજે. ૨૭.

**નોંધ**: એ માર્ગને જાણનારો અને સમભાવ રાખનારો અંધારાનો—અજ્ઞાનનો માર્ગ નહિ લે, એ મોહમાં ન પડવાનો અર્થ છે.

આ વસ્તુ જાણ્યા પછી વેદમાં, યજ્ઞમાં, તપમાં અને દાનમાં જે પુણ્યફળ કહ્યું છે તે બધાને ઓળંગીને યોગી ઉત્તમ આદિસ્થાન પામે છે. ૨૮.

**નોંધ**: એટલે જેણે જ્ઞાન, ભક્તિ અને સેવાકર્મથી સમભાવ મેળવ્યો છે તેને બધાં પુણ્યનું ફળ મળી રહે છે, એટલું જ નહિ પણ તેને પરમમોક્ષપદ મળે છે.

ૐ તત્સત્

આમ શ્રીમદ્‌ભગવદ્‌ગીતારૂપી ઉપનિષદમાં એટલે બ્રહ્મવિદ્યાને વિષે આવેલ યોગશાસ્ત્રનો શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો અક્ષરબ્રહ્મયોગ નામે આઠમો અધ્યાય પૂરો થયો.

૯

# રાજવિદ્યારાજગુહ્યયોગ

**આમાં ભક્તિનો મહિમા ગાયો છે.**

**શ્રી**ભગવાન બોલ્યા :

તું દ્વેષરહિત હોવાથી તને હું ગુહ્યમાં ગુહ્ય અનુભવવાળું જ્ઞાન આપીશ, જે જાણીને તું અકલ્યાણમાંથી બચશે. ૧.

વિદ્યાઓમાં આ રાજા છે; ગૂઢ વસ્તુઓમાં પણ રાજા છે. આ વિદ્યા પવિત્ર છે, ઉત્તમ છે, પ્રત્યક્ષ અનુભવમાં આવે તેવી, ધાર્મિક, આચારમાં મૂકવામાં સહેલી અને અવિનાશી છે. ૨.

હે પરંતપ! આ ધર્મને વિષે જેને શ્રદ્ધા નથી એવા લોકો મને ન પામતાં મૃત્યુમય સંસારમાર્ગમાં ફરીફરીને અથડાય છે. ૩.

મારા અવ્યક્ત સ્વરૂપથી આ આખું જગત ભર્યું છે. મારામાં — મારે આધારે — સર્વ પ્રાણી છે; હું તેમને આધારે નથી. ૪.

છતાં પ્રાણીઓ મારામાં નથી એમ પણ કહેવાય. એ મારું યોગબળ તું જો. હું જીવોનું ભરણ કરનારો છું, છતાં હું તેમનામાં નથી. પણ હું તેમનું ઉત્પત્તિકારણ છું. ૫.

**નોંધ:** મારામાં સર્વ જીવ છે અને નથી. તેમનામાં હું છું અને નથી. આ ઈશ્વરનું યોગબળ, તેની માયા, તેનો ચમત્કાર. ઈશ્વરનું વર્ણન ભગવાનને પણ મનુષ્યની ભાષામાં જ કરવું રહ્યું, એટલે અનેક પ્રકારના ભાષા-પ્રયોગ કરીને તેને સંતોષે છે. ઈશ્વરમય બધું છે. તેથી બધું તેનામાં છે. તે અલિપ્ત છે. પ્રાકૃત કર્તા નથી. તેથી તેનામાં જીવો નથી એમ કહી શકાય. પણ જેઓ તેના ભક્ત છે તેનામાં તે છે જ. જે નાસ્તિક છે તેનામાં તેની દૃષ્ટિએ તો તે નથી. અને આ તેનો ચમત્કાર જ નહિ તો તેને શું કહીએ?

જેમ બધે ઠેકાણે વિચરતો મહાન વાયુ નિત્ય આકાશને વિષે રહેલો છે જ તેમ બધાં પ્રાણી મારે

વિષે છે એમ જાણ. ૬.

હે કૌંતેય! બધાં પ્રાણી કલ્પને અંતે મારી પ્રકૃતિમાં લય પામે છે, અને કલ્પનો આરંભ થતાં હું તેમને પાછાં સરજું છું. ૭.

મારી માયાને આધારે હું આ પ્રકૃતિના પ્રભાવને આધીન રહેલા પ્રાણીઓના સમુદાયમાત્રને વારંવાર ઉત્પન્ન કરું છું. ૮.

હે ધનંજય! એ કર્મો મને બંધન કરતાં નથી, કેમકે હું તેમને વિષે ઉદાસીન જેવો અને આસક્તિરહિત વર્તું છું. ૯.

મારા અધિકાર નીચે પ્રકૃતિ સ્થાવર અને જંગમ જગતને પેદા કરે છે અને કારણવશાત્ હે કૌંતેય! જગત ઘટમાળની જેમ ફર્યા કરે છે. ૧૦.

**પ્રાણી**માત્રના મહેશ્વરરૂપ મારા ભાવને ન જાણીને મૂર્ખ લોકો મનુષ્યરૂપ ધારણ કરેલાની મારી અવજ્ઞા કરે છે. ૧૧.

**નોંધ:** કેમકે જેઓ ઈશ્વરની સત્તાને માનતા નથી

તેઓ દેહમાં રહેલા અંતર્યામીને ઓળખતા **નથી** અને તેની હસ્તીને ઇનકારી જડવાદી રહે છે.

વ્યર્થ આશાવાળા, વ્યર્થ કર્મ કરનારા અને વ્યર્થ જ્ઞાનવાળા મૂઢ લોકો મોહમાં રાખનારી રાક્ષસી આસુરી પ્રકૃતિનો આશ્રય લે છે. ૧૨.

**એ**થી ઊલટું, હે પાર્થ! મહાત્માઓ દૈવી પ્રકૃતિનો આશ્રય લઈને પ્રાણીઓના આદિકારણ એવા અવિનાશી મને જાણીને એકનિષ્ઠાથી ભજે છે. ૧૩.

દૃઢ નિશ્ચયવાળા, પ્રયત્ન કરનારા તેઓ નિરંતર મારું કીર્તન કરે છે, મને ભક્તિપૂર્વક નમન કરે છે, અને નિત્ય ધ્યાન ધરતા મારી ઉપાસના કરે છે. ૧૪.

વળી બીજા અદ્વૈતરૂપે કે દ્વૈતરૂપે કે બહુરૂપે બધે રહેલા મને જ્ઞાન વડે ઉપાસે છે. ૧૫.

**ય**જ્ઞનો સંકલ્પ હું છું, યજ્ઞ હું છું, યજ્ઞ દ્વારા પિતરોનો આધાર હું છું, યજ્ઞની વનસ્પતિ હું છું.

મંત્ર હું છું, આહુતિ હું છું, અગ્નિ હું છું અને હવનદ્રવ્ય હું છું. ૧૬.

આ જગતનો પિતા હું, માતા હું, ધારણ કરનાર હું, પિતામહ હું, જાણવાયોગ્ય હું, પવિત્ર ૐકાર હું, ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ પણ હું જ છું. ૧૭.

ગતિ હું, પોષક હું, પ્રભુ હું, સાક્ષી હું, નિવાસ હું, આશ્રય હું, હિતેચ્છુ હું, ઉત્પત્તિ હું, નાશ હું, સ્થિતિ હું, ભંડાર હું અને અવ્યય બીજ પણ હું છું. ૧૮.

તડકો હું આપું છું, વરસાદ હું જ રોકી રાખું છું અને પડવા દઉં છું. અમરતા હું છું, મૃત્યુ હું છું, અને હે અર્જુન! સત્ અને અસત્ પણ હું જ છું. ૧૯.

ત્રણ વેદનાં કર્મ કરનારા, સોમરસ પીને પાપ-રહિત થયેલા યજ્ઞ વડે મને પૂજીને સ્વર્ગ માગે છે. તેઓ પવિત્ર દેવલોક પામીને સ્વર્ગમાં દિવ્ય ભોગો ભોગવે છે. ૨૦.

**નોંધ:** વૈદિક ક્રિયાઓ બધી ફલપ્રાપ્તિને સારુ થતી હતી અને તેમાંની કેટલીકને અંગે સોમપાન થતું

તેનો અહીં ઉલ્લેખ છે. એ ક્રિયાઓ શી હતી, સોમરસ શું હતો તે આજે વસ્તુતાએ કોઈ ન કહી શકે.

એ વિશાળ સ્વર્ગલોકને ભોગવી તેઓ પુણ્ય ક્ષીણ થવાથી મૃત્યુલોકમાં પાછા પ્રવેશ કરે છે. આમ ત્રણ વેદનાં કર્મો કરનારા, ફળ ઇચ્છનારા જન્મ-મરણના ફેરા ફર્યા કરે છે. ૨૧.

જે લોકો અનન્યભાવે મારું ચિંતવન કરતા મને ભજે છે તે નિત્ય મારામાં જ રત રહેલાના યોગક્ષેમનો ભાર હું ઉઠાવું છું. ૨૨.

**નોંધ:** આમ યોગીને ઓળખવાની ત્રણ સુંદર નિશાનીઓ છે—સમત્વ, કર્મમાં કૌશલ, અનન્ય ભક્તિ. આ ત્રણે એકબીજામાં ઓતપ્રોત હોવાં જોઈએ. ભક્તિ વિના સમત્વ ન મળે, સમત્વ વિના ભક્તિ ન મળે, અને કર્મ-કૌશલ વિના ભક્તિ અને સમત્વ આભાસમાત્ર હોવાનો ભય છે. યોગ એટલે અપ્રાપ્ત વસ્તુ મેળવવી અને ક્ષેમ એટલે પ્રાપ્ત સાચવી રાખવી.

વળી હે કૌંતેય! જેઓ શ્રદ્ધાપૂર્વક બીજા દેવતાને ભજે છે તેઓ પણ, ભલે વિધિ વિના છતાં મને જ ભજે છે. ૨૩.

**નોંધ:** વિધિ વિના એટલે અજ્ઞાનમાં મને એક નિરંજન નિરાકારને ન જાણીને.

હું જ બધા યજ્ઞોનો ભોગવનારો સ્વામી છું. આવા મને તેઓ સાચે સ્વરૂપે નથી ઓળખતા તેથી તેઓ પડે છે. ૨૪,

દેવતાઓનું પૂજન કરનારા દેવલોકોને પામે છે, પિતરોનું પૂજન કરનારા પિતૃલોકને પામે છે, ભૂત-પ્રેતાદિને પૂજનારા તે લોકોને પામે છે, અને મને ભજનારા મને પામે છે. ૨૫.

**નોંધ:** એટલે કે ઈશ્વરપ્રીત્યર્થે જે કંઈ સેવાભાવથી અપાય છે તેનો સ્વીકાર તે તે પ્રાણીને વિષે રહેલ અંતર્યામીરૂપે ભગવાન જ ગ્રહણ કરે છે.

પત્ર, ફૂલ, ફળ કે જળ જે મને ભક્તિપૂર્વક અર્પણ કરે છે તે પ્રયત્નશીલ મનુષ્યે ભક્તિપૂર્વક અર્પણ કરેલાનું હું સેવન કરું છું. ૨૬.

તેથી હે કૌંતેય! જે કરે, જે ખાય, જે હવનમાં હોમે, જે તું દાનમાં દે, જે તપ કરે તે બધું મને અર્પીને કરજે. ૨૭.

તેથી તું શુભાશુભ ફળ દેનારા કર્મબંધનથી છૂટીશ, અને ફલત્યાગરૂપી સમત્વને પામી જન્મ-મરણથી મુક્ત થઈ મને પામીશ. ૨૮.

બધાં પ્રાણીઓને વિષે હું સમભાવે રહું છું. મને કોઈ અપ્રિય કે પ્રિય નથી. જેઓ મને ભક્તિપૂર્વક ભજે છે તેઓ મારામાં છે અને હું પણ તેમનામાં છું. ૨૯.

મોટો દુરાચારી પણ જો અનન્યભાવે મને ભજે તો તે સાધુ થયો જ માનવો. કેમકે હવે એનો સારો સંકલ્પ છે. ૩૦.

**નોંધ**: કેમકે અનન્યભક્તિ દુરાચારને શમાવી દે છે.

એ તુરત ધર્માત્મા થાય છે ને નિરંતર શાન્તિ પામે છે. હે કૌંતેય! તું નિશ્ચયપૂર્વક જાણજે કે મારો ભક્ત કદી નાશ પામતો નથી. ૩૧.

વળી હે પાર્થ! જેઓ પાપયોનિ હોય તે પણ, અને સ્ત્રીઓ, વૈશ્યો તથા શૂદ્રો જે મારો આશ્રય લે છે તે પરમ ગતિ પામે છે. ૩૨.

તો પછી પુણ્યવાન બ્રાહ્મણો અને રાજર્ષિઓ જે મારા ભક્ત છે તેમનું તો કહેવું જ શું? એટલે આ અનિત્ય અને સુખરહિત લોકમાં જન્મીને તું મને ભજ. ૩૩.

મારામાં મન રાખ, મારો ભક્ત થા, મારે નિમિત્તે યજ્ઞ કર, મને નમસ્કાર કર, એટલે મારામાં પરાયણ થઈ આત્માને મારી સાથે જોડીને તું મને જ પામીશ. ૩૪.

ॐ તત્સત્

આમ શ્રીમદ્‌ભગવદ્‌ગીતારૂપી ઉપનિષદ એટલે બ્રહ્મવિદ્યાને વિષે આવેલ યોગશાસ્ત્રનો શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો રાજવિદ્યા-રાજગુહ્યયોગ નામે નવમો અધ્યાય પૂરો થયો.

૧૦

# વિભૂતિયોગ

**સાત, આઠ અને નવમા અધ્યાયમાં ભક્તિ ઈત્યાદિનું નિરૂપણ કર્યા પછી ભગવાન પોતાની અનંત વિભૂતિઓનું યત્કિંચિત દર્શન ભક્તોને અર્થે કરાવે છે.**

**શ્રી**ભગવાન બોલ્યા:

હે મહાબાહો! ફરી પણ મારું પરમ વચન સાંભળ. એ હું તને પ્રિયજનને તારા હિતને સારુ કહીશ. ૧.

દેવો અને મહર્ષિઓ મારી ઉત્પત્તિને જાણતા નથી, કેમકે હું જ દેવોનું અને મહર્ષિઓનું સર્વ પ્રકારે આદિકારણ છું. ૨.

મૃત્યુલોકમાં રહેતો જે જ્ઞાની લોકોના મહેશ્વર મને અજન્મ અને અનાદિ રૂપે જાણે છે તે બધા પાપમાંથી મુક્ત થાય છે. ૩.

બુદ્ધિ, જ્ઞાન, અમૂઢતા, ક્ષમા, સત્ય, ઇંદ્રિયનિગ્રહ, શાન્તિ, સુખ, દુઃખ, જન્મ, મૃત્યુ, ભય, વળી અભય, અહિંસા, સમતા, સંતોષ, તપ, દાન, યશ, અપયશ, એમ પ્રાણીઓના જુદાજુદા ભાવો મારા થકી ઉત્પન્ન થાય છે. ૪–૫

સપ્તર્ષિ, તેમની પૂર્વે સનકાદિ ચાર, અને (ચૌદ) મનુ મારા સંકલ્પથી ઉત્પન્ન થયેલા છે અને તેમાંથી આ લોકો પેદા થયેલા છે. ૬.

આ મારી વિભૂતિ અને શક્તિને જે યથાર્થ જાણે છે તે અવિચળ સમતાને પામે છે એમાં સંશય નથી. ૭.

હું બધાની ઉત્પત્તિનું કારણ છું અને બધા મારા થકી જ પ્રવર્તે છે, એમ જાણીને ડાહ્યા લોકો ભાવપૂર્વક મને ભજે છે. ૮.

મારામાં ચિત્ત પરોવનારા, મને પ્રાણાર્પણ કરનારા એકબીજાને બોધ કરતાં, મારું જ નિત્ય કીર્તન કરતાં સંતોષમાં અને આનંદમાં રહે છે. ૯.

એમ મારામાં તન્મય રહેનાર અને મને પ્રેમપૂર્વક ભજનારને હું જ્ઞાન આપું છું ને તેથી તેઓ મને પામે છે. ૧૦.

તેમની ઉપર દયા લાવીને તેમના હૃદયમાં રહેલો હું જ્ઞાનરૂપી પ્રકાશમય દીવાથી તેમના અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરું છું. ૧૧.

**અર્જુન બોલ્યા :**

હે ભગવાન! તમે પરમબ્રહ્મ છો, પરમધામ છો, પરમપવિત્ર છો. બધા ઋષિઓ, દેવર્ષિ નારદ, અસિત, દેવલ અને વ્યાસ તમને અવિનાશી, દિવ્યપુરુષ, આદિદેવ, અજન્મ, ઇશ્વરરૂપે માને છે અને તમે પોતે પણ તેમ જ કહો છો. ૧૨-૧૩.

હે કેશવ! તમે જે કહો છો તે હું સત્ય માનું છું. હે ભગવાન! તમારું સ્વરૂપ નથી જાણતા દેવો કે દાનવ. ૧૪.

હે પુરુષોત્તમ! હે જીવોના પિતા! હે જીવેશ્વર! હે દેવોના દેવ! હે જગતના સ્વામી! તમે પોતે જ પોતા વડે પોતાને જાણો છો. ૧૫.

જે વિભૂતિઓ વડે આ લોકોને તમે વ્યાપી રહ્યા છો તે તમારી દિવ્ય વિભૂતિઓ પૂરેપૂરી મને તમારે કહેવી ઘટે છે. ૧૬.

હે યોગિન્! તમારું નિત્ય ચિંતવન કરતો કરતો તમને હું કઈ રીતે ઓળખી શકું? હે ભગવાન! કયે કયે રૂપે તમારું ચિંતવન કરવું? ૧૭.

હે જનાર્દન! તમારી શક્તિ અને તમારી વિભૂતિનું વર્ણન મારી પાસે વિસ્તારપૂર્વક ફરી કરો. તમારી અમૃતમય વાણી સાંભળતાં તૃપ્તિ થતી જ નથી. ૧૮.

**શ્રી**ભગવાન બોલ્યા:

હે કુરુશ્રેષ્ઠ! ભલે, હું મારી મુખ્યમુખ્ય દિવ્ય

વિભૂતિઓ તને કહીશ. તેના વિસ્તારનો અંત તો છે જ નહિ. ૧૯.

હે ગુડાકેશ! હું બધાં પ્રાણીઓના હૃદયને વિષે રહેલો આત્મા છું. હું જ ભૂતમાત્રનો આદિ, મધ્ય અને અંત છું. ૨૦.

આદિત્યોમાં વિષ્ણુ હું છું; જ્યોતિઓમાં ઝગઝગતો સૂર્ય હું છું; વાયુઓમાં મરીચિ હું છું; નક્ષત્રોમાં ચંદ્ર હું છું. ૨૧.

વેદોમાં સામવેદ હું છું, દેવોમાં ઇંદ્ર હું છું, ઇંદ્રિયોમાં મન હું છું, અને પ્રાણીઓનું ચેતન હું છું. ૨૨.

રુદ્રોમાં શંકર હું છું, યક્ષ અને રાક્ષસોમાં કુબેર હું છું, વસુઓમાં અગ્નિ હું છું, પર્વતોમાં મેરુ હું છું. ૨૩.

હે પાર્થ! પુરોહિતોમાં મુખ્ય બૃહસ્પતિ મને જાણ. સેનાપતિઓમાં કાર્તિકસ્વામી હું છું, અને સરોવરોમાં સાગર હું છું. ૨૪.

મહર્ષિઓમાં ભૃગુ હું છું, વાચામાં એકાક્ષરી ૐ હું છું, યજ્ઞોમાં જપયજ્ઞ હું છું, અને સ્થાવરોમાં હિમાલય હું છું. ૨૫.

બધાં વૃક્ષોમાં અશ્વત્થ (પીપળ) હું છું, દેવર્ષિઓમાં નારદ હું છું, ગંધર્વોમાં ચિત્રરથ હું છું અને સિદ્ધોમાં કપિલમુનિ હું છું. ૨૬.

અશ્વોમાં અમૃતમાંથી ઉત્પન્ન થયેલ ઉચ્ચૈઃશ્રવા મને જાણ. હાથીઓમાં ઐરાવત અને મનુષ્યોમાં રાજા હું છું. ૨૭.

હથિયારોમાં વજ્ર હું છું, ગાયોમાં કામધેનુ હું છું, પ્રજોત્પત્તિનું કારણ કામદેવ હું છું, સર્પોમાં વાસુકિ હું છું ૨૮.

નાગોમાં શેષનાગ હું છું, જલચરોમાં વરુણ હું છું, પિતરોમાં અર્યમા હું છું, અને દંડ દેનારાઓમાં યમ હું છું. ૨૯.

દૈત્યોમાં પ્રહ્લાદ હું છું, ગણનારાઓમાં કાલ હું છું, પશુઓમાં સિંહ હું છું, પક્ષીઓમાં ગરુડ હું છું. ૩૦.

પાવન કરનારાઓમાં પવન હું છું, શસ્ત્રધારીઓમાં પરશુરામ હું છું, માછલાંમાં મગરમચ્છ હું છું, નદીઓમાં ગંગા હું છું. ૩૧.

હે અર્જુન! સૃષ્ટિઓના આરંભ, અંત અને મધ્ય હું છું, વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા હું છું, અને વિવાદ કરનારાઓનો વાદ હું છું. ૩૨.

અક્ષરોમાં અકાર હું છું, સમાસોમાં દ્વંદ્વ હું છું, અવિનાશી કાલ હું છું, અને સર્વવ્યાપી ધારણ કરનારો પણ હું છું. ૩૩.

બધાને હરનાર મૃત્યુ હું છું, ભવિષ્યમાં ઉત્પન્ન થનારનું ઉત્પત્તિકારણ હું છું, અને નારીજાતિનાં નામોમાં કીર્તિ, લક્ષ્મી, વાણી, સ્મૃતિ, મેધા (બુદ્ધિ), ધૃતિ (ધીરજ) અને ક્ષમા હું છું. ૩૪.

સામોમાં બૃહત્ (મોટો) સામ હું છું, છંદોમાં ગાયત્રી છંદ હું છું, મહિનામાં માર્ગશીર્ષ હું છું, ઋતુઓમાં વસંત હું છું. ૩૫.

છલ કરનારનું દ્યૂત હું છું, પ્રતાપવાનનો પ્રભાવ હું છું, જય હું છું, નિશ્ચય હું છું,

સાત્ત્વિક ભાવવાળાનું સત્ત્વ હું છું. ૩૬.

**નોંધ:** છલ કરનારનું દ્યૂત હું છું એ વચનથી ભડકવાની જરૂર નથી. અહીં સારાસારનો નિર્ણય નથી, પણ જે કંઈ થાય છે તે ઈશ્વરની રજા વિના નથી થતું એ બતાવવાનો ભાવ છે. અને બધું તેને વશ છે એમ જાણનાર છલ કરનાર પણ પોતાનું અભિમાન છોડી છલ ત્યજે.

વૃષ્ણિકુલમાં વાસુદેવ હું છું, પાંડવોમાં ધનંજય (અર્જુન) હું છું. મુનિઓમાં વ્યાસ હું છું, અને કવિઓમાં ઉશના હું છું. ૩૭.

રાજ્યકર્તાનો દંડ હું છું, જય ઇચ્છનારની નીતિ હું છું, ગુહ્ય વાતોમાં મૌન હું છું, અને જ્ઞાનવાનનું જ્ઞાન હું છું. ૩૮.

હે અર્જુન! બધાં પ્રાણીઓની ઉત્પત્તિનું કારણ હું છું. જે કંઈ સ્થાવર અથવા જંગમ છે તે મારા વિના નથી. ૩૯.

હે પરંતપ! મારી દિવ્ય વિભૂતિનો અંત જ નથી. વિભૂતિનો વિસ્તાર મેં કેવળ દૃષ્ટાંતરૂપે જ કહ્યો છે. ૪૦

જે કંઈ પણ વિભૂતિમાન, લક્ષ્મીવાન અથવા પ્રભાવશાળી છે તે તે મારા તેજના અંશથી જ થયેલું જાણ. ૪૧.

અથવા હે અર્જુન! આ વિસ્તારપૂર્વક જાણીને તું શું કરશે? મારા એક અંશમાત્રથી આ આખા જગતને ધારણ કરીને હું રહેલો છું. ૪૨.

ૐ તત્સત્

આમ શ્રીમદ્ ભગવદ્ગીતારૂપી ઉપનિષદ્ એટલે બ્રહ્મવિદ્યાને વિષે આવેલ યોગશાસ્ત્રનો શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો વિભૂતિયોગ નામે દશમો અધ્યાય પૂરો થયો.

# ૧૧

# વિશ્વરૂપદર્શનયોગ

**આ અધ્યાયમાં ભગવાન પોતાનું વિરાટ સ્વરૂપ અર્જુનને બતાવે છે. ભક્તોને આ અધ્યાય અતિ પ્રિય છે. આમાં દલીલ નથી પણ કેવળ કાવ્ય છે. આ અધ્યાયનો પાઠ કરતો મનુષ્ય થાકતો જ નથી.**

**અર્જુન** બોલ્યા:

તમે મારી ઉપર કૃપા કરીને આ આધ્યાત્મિક પરમ રહસ્ય કહ્યું. જે વચનો તમે મને કહ્યાં છે તેથી મારો આ મોહ ટળ્યો છે. ૧.

પ્રાણીઓનાં ઉત્પત્તિ અને નાશને વિષે તમારી પાસેથી મેં વિસ્તારપૂર્વક સાંભળ્યું તેમજ તમારું

અવિનાશી માહાત્મ્ય પણ હે કમલપત્રાક્ષ! સાંભળ્યું. ૨.

હે પરમેશ્વર! તમે જેવા પોતાને ઓળખાવો છો તેવા જ છો. હે પુરુષોત્તમ! તમારા તે ઈશ્વરી રૂપનાં દર્શન કરવાની મને ઇચ્છા થાય છે. ૩.

હે પ્રભો! તે દર્શન કરવાં મારે સારુ તમે શક્ય માનો તો હે યોગેશ્વર! તે અવ્યય રૂપનાં દર્શન કરાવો. ૪.

શ્રીભગવાન બોલ્યા:

હે પાર્થ! મારાં સેંકડો અને હજારો રૂપ જો. તે નાના પ્રકારનાં, દિવ્ય, જુદાંજુદાં રંગ ને આકૃતિવાળાં છે. ૫.

હે ભારત! આદિત્યો, વસુઓ, રુદ્રો, બે અશ્વિનો, અને મરુતોને જો. પૂર્વે નહિ દેખાયેલાં એવાં બહુ આશ્ચર્યો તું જો. ૬.

હે ગુડાકેશ! અહીં મારા દેહને વિષે એકરૂપે રહેલું આખું સ્થાવર અને જંગમ જગત અને બીજું જે કંઈ તું જોવા ઇચ્છતો હોય તે આજે જો. ૭.

આ તારા ચર્મચક્ષુથી તું મને નહિ જોઈ શકે. તને હું દિવ્ય ચક્ષુ આપું છું. તું મારો ઈશ્વરી યોગ જો. ૮.

**સંજય બોલ્યા:**

હે રાજન્! યોગેશ્વર કૃષ્ણે એમ કહીને પાર્થને પોતાનું પરમ ઈશ્વરી રૂપ દેખાડ્યું. ૯.

તે અનેક મુખ અને આંખોવાળું, અનેક અદ્ભુત દર્શનવાળું, અનેક દિવ્ય આભૂષણવાળું અને અનેક ઉગામેલાં દિવ્ય શસ્ત્રોવાળું હતું. ૧૦.

તેણે અનેક દિવ્ય માળા અને વસ્ત્રો ધારણ કર્યાં હતાં, તેને દિવ્ય સુગંધી લેપો હતા. એવા એ સર્વ રીતે આશ્ચર્યમય, અનંત, સર્વવ્યાપી દેવ હતા. ૧૧.

આકાશમાં હજાર સૂર્યનું તેજ એકસાથે પ્રકાશી ઊઠે તો તે તેજ તે મહાત્માના તેજ જેવું કદાચિત થાય. ૧૨.

ત્યાં એ દેવોના દેવના શરીરમાં પાંડવે અનેક રીતે વિભક્ત થયેલું આખું જગત એકરૂપે રહેલું જોયું. ૧૩.

પછી આશ્ચર્યચકિત અને રોમાંચિત થયેલા ધનંજય માથું નમાવી, હાથ જોડી આ પ્રમાણે બોલ્યા. ૧૪.

અર્જુન બોલ્યાઃ

હે દેવ! તમારા દેહને વિષે હું દેવોને, જુદાજુદા પ્રકારનાં સર્વ પ્રાણીઓના સમુદાયોને, કમલાસને બિરાજેલા ઈશ બ્રહ્માને, બધા ઋષિઓને, તથા દિવ્ય સર્પોને જોઉં છું. ૧૫.

તમને હું અનેક હાથ, ઉદર, મુખ અને નેત્રવાળા, અનંત રૂપવાળા જોઉં છું. તમને અંત નથી, મધ્ય નથી, નથી તમને આદિ. હે વિશ્વેશ્વર! તમારા વિશ્વરૂપનાં હું દર્શન કરું છું. ૧૬.

મુકુટધારી, ગદાધારી, ચક્રધારી, તેજના પુંજ, બધે ઝળહળતી જ્યોતવાળા એવા, વળી મુશ્કેલીથી જોઈ શકાય એવા, અમાપ અને પ્રજવલિત અગ્નિ અથવા સૂર્યના જેવા બધી દિશામાં દીપતા તમને હું ભાળું છું. ૧૭.

તમને હું જાણવાયોગ્ય પરમ અક્ષરરૂપ, આ જગતના અંતિમ આધાર, સનાતન ધર્મના અવિનાશી રક્ષક, અને સનાતન પુરુષ માનું છું. ૧૮.

જેને આદિ, મધ્ય કે અંત નથી, જેની શક્તિ અનંત છે; જેને અનંત બાહુ છે, જેને સૂર્યચંદ્ર-રૂપ આંખો છે, જેનું મુખ પ્રજ્વલિત અગ્નિના જેવું છે, અને જે પોતાના તેજથી આ જગતને તપાવે છે એવા તમને હું જોઉં છું. ૧૯.

આકાશ અને પૃથ્વી વચ્ચેના આ અંતરમાં અને બધી દિશામાં તમે જ એકલા વ્યાપી રહ્યા છો. હે મહાત્મન્! આ તમારું અદ્ભુત ઉગ્ર રૂપ જોઈને ત્રણે લોક થરથરે છે. ૨૦.

વળી આ દેવોનો સંઘ તમારામાં પ્રવેશ કરે છે. ભયભીત થયેલા કેટલાક હાથ જોડીને તમારું સ્તવન કરે છે. મહર્ષિઓ અને સિદ્ધોના સમુદાય '(જગતનું) કલ્યાણ હો,' એમ બોલતા અનેક પ્રકારે તમારો યશ ગાય છે. ૨૧.

રુદ્રો, આદિત્યો, વસુઓ, સાધ્યો, વિશ્વેદેવ, અશ્વિનીકુમાર, મરુતો, ઊનું જ પીનારા પિતરો, ગંધર્વ, યક્ષ, અસુર અને સિદ્ધોનો સંઘ એ બધાય વિસ્મય પામતા તમને નીરખે છે. ૨૨.

હે મહાબાહો! ઘણાં મુખ અને આંખોવાળું, ઘણા હાથ, જાંઘ અને પગવાળું, ઘણા પેટવાળું, ઘણી દાઢો વડે વિકરાળ દેખાતું વિશાળ રૂપ જોઈને લોકો વ્યાકુળ થઈ ગયા છે. તેમ જ હું પણ વ્યાકુળ થયો છું. ૨૩.

આકાશનો સ્પર્શ કરતા, ઝળહળતા, અનેક રંગવાળા, ઉઘાડાં મુખવાળા અને વિશાળ તેજસ્વી આંખોવાળા, તમને જોઈને હે વિષ્ણુ! મારું અંતર વ્યાકુળ થયું છે ને હું ધારજ કે શાંતિ નથી રાખી શકતો. ૨૪.

પ્રલયકાળના અગ્નિ સમાન અને વિકરાળ દાઢોવાળાં તમારાં મુખ જોઈને હું નથી દિશા જાણતો, નથી શાંતિ પામતો; હે દેવેશ! હે જગન્નિવાસ! પ્રસન્ન થાઓ. ૨૫.

બધા રાજાઓના સંઘસહિત, ધૃતરાષ્ટ્રના આ પુત્રો, ભીષ્મ, દ્રોણાચાર્ય. આ સૂતપુત્ર કર્ણ અને અમારા મુખ્ય યોદ્ધાઓ, વિકરાળ દાઢોવાળાં તમારા ભયાનક મોઢાંમાં વેગપૂર્વક પ્રવેશ કરે છે. કેટલાકનાં માથાં ચૂરા થઈને તમારા દાંતોની વચ્ચે વળગેલાં જોવામાં આવે છે. ૨૬-૨૭.

જેમ નદીઓના મોટા ધોધ સમુદ્ર ભણી ધસે છે તેમ તમારા ધગધગતા મુખમાં આ લોકનાયકો પ્રવેશ કરે છે. ૨૮.

જેમ પતંગિયાં પોતાના નાશને અર્થે વધતે જતે વેગે બળતા દીવામાં ઝંપલાવે છે તેમ જ તમારા મુખમાં પણ સર્વ લોકો વધતે વેગે પ્રવેશ કરે છે. ૨૯.

બધા લોકોનો બધેથી ગ્રાસ કરીને તમે તમારા ધગતા મોઢાથી ચાટી રહ્યા છો. હે સર્વવ્યાપી વિષ્ણુ! તમારો ઉગ્ર પ્રકાશ આખા જગતને તેજો વડે ભરી મૂકે છે અને તપાવે છે. ૩૦.

ઉગ્રરૂપ આપ કોણ છો તે મને કહો. હે દેવવર! તમે પ્રસન્ન થાઓ. તમે જે આદિકારણ છો તેને જાણવા ઇચ્છું છું. તમારી પ્રવૃત્તિ હું નથી જાણતો. ૩૧.

**શ્રી**ભગવાન બોલ્યા:

લોકોનો નાશ કરનારો, વૃદ્ધિ પામેલો હું કાળ છું. લોકોનો નાશ કરવાને સારુ અહીં આવેલો છું. પ્રત્યેક સેનામાં જે આ બધા યોદ્ધા આવ્યા છે તેમાંના કોઈ તું લડવાની ના પાડીશ તોયે રહેવાના નથી. ૩૨.

તેથી તું ઊભો થા, કીર્તિ મેળવ, શત્રુને જીતીને ધનધાન્યથી ભરેલું રાજ્ય ભોગવ. આમને મેં પહેલેથી જ હણેલા છે. હે સવ્યસાચી! તું તો માત્ર નિમિત્તરૂપ થા. ૩૩.

દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ અને બીજા યોદ્ધાઓને મેં હણેલા જ છે. તેમને તું હણ; ડર મા; લડ; શત્રુને તું રણમાં જીતવાનો છે. ૩૪.

**સંજય બોલ્યા :**

કેશવનાં આ વચન સાંભળીને હાથ જોડી ધ્રૂજતા, વારંવાર નમસ્કાર કરતા, બીતાબીતા, પ્રણામ કરીને મુકુટધારી અર્જુન કૃષ્ણ પ્રત્યે ગદ્‌ગદ કંઠે આ પ્રમાણે બોલ્યા. ૩૫.

**અર્જુન બોલ્યા :**

હે હૃષીકેશ ! તમારું કીર્તન કરીને જગત હર્ષ પામે છે ને તમારે વિષે અનુરાગ ઉત્પન્ન થાય છે તે યોગ્ય જ છે. બીધેલા રાક્ષસો આમતેમ ભાગે છે અને સિદ્ધોનો આખો સમુદાય તમને નમસ્કાર કરે છે. ૩૬.

હે મહાત્મન્ ! તમને તેઓ કાં નમસ્કાર ન કરે ? તમે બ્રહ્માથી પણ મોટા આદિકર્તા છો. હે અનંત, હે દેવેશ, હે જગન્નિવાસ ! તમે અક્ષર છો, સત્ છો, અસત્ છો, અને તેથી જે પર છે તે પણ તમે જ છો. ૩૭.

તમે આદિદેવ છો. તમે પુરાણપુરુષ છો. તમે આ વિશ્વનું પરમ આશ્રયસ્થાન છો. તમે

જાણનાર છો ને જાણવાયોગ્ય છો. તમે પરમધામ છો. હે અનંતરૂપ! આ જગતને તમે વ્યાપી રહ્યા છો. ૩૮.

વાયુ, યમ. અગ્નિ, વરુણ, ચન્દ્ર, પ્રજાપતિ, પ્રપિતામહ તમે જ છો. તમને હજારોવાર નમસ્કાર હજો. વળી ફરી પણ તમને નમસ્કાર હજો. ૩૯.

હે સર્વ! તમને આગળ, પાછળ, બધી બાજુએ નમસ્કાર. તમારું વીર્ય અનંત છે, તમારી શક્તિ અપાર છે, બધું તમે જ ધારણ કરો છો તેથી તમે જ સર્વ છો. ૪૦.

મિત્ર જાણીને અને તમારો આ મહિમા ન જાણીને હે કૃષ્ણ! હે યાદવ! હે સખા! એમ બોલાવીને મારાથી ભૂલમાં કે પ્રેમમાં પણ જે અવિવેક થયો હોય, અને વિનોદાર્થે રમતાં, સૂતાં, બેસતાં કે ખાતાં એટલે કે સોબતમાં તમારું જે કંઈ અપમાન થયું હોય તે ક્ષમા કરવા હું તમને વીનવું છું. ૪૧-૪૨.

સ્થાવરજંગમ જગતના તમે પિતા છો. તમે તેના પૂજ્ય અને શ્રેષ્ઠ ગુરુ છો. તમારા જેવું કોઈ નથી, તો તમારાથી અધિક તો ક્યાંથી જ હોય? ત્રણે લોકમાં તમારા સામર્થ્યની જોડી નથી. ૪૩.

તેથી સાષ્ટાંગ નમસ્કાર કરીને તમને, પૂજ્ય ઈશ્વરને પ્રસન્ન થવા વીનવું છું. હે દેવ, જેમ પિતા પુત્રને, સખા સખાને સહન કરે છે તેમ તમે મારા પ્રિય હોઈ મારા કલ્યાણાર્થે મને સહન કરવાયોગ્ય છો. ૪૪.

પૂર્વે નહિ જોયેલ એવું તમારૂં રૂપ જોઈને મારાં રોમાંચ ખડાં થયાં છે ને ભયને લીધે મારૂં મન વ્યાકુળ થયું છે. તેથી હે દેવ! તમારું પહેલાંનું રૂપ દેખાડો. હે દેવેશ! હે જગન્નિવાસ! તમે પ્રસન્ન થાઓ. ૪૫.

પહેલાંની જેમ તમારાં—મુકુટગદાચક્રધારીનાં દર્શન કરવા ઇચ્છું છું. હે સહસ્રબાહુ, હે વિશ્વમૂર્તિ! તમારૂં ચતુર્ભુજરૂપ ધારણ કરો. ૪૬.

**શ્રીભગવાન બોલ્યા:**

હે અર્જુન! તારી ઉપર પ્રસન્ન થઈને તને મેં મારી શકિત વડે મારું તેજોમય, વિશ્વવ્યાપી, અનંત, પરમ, આદિ રૂપ દેખાડ્યું છે: તે તારા સિવાય બીજા કોઈએ પૂર્વે જોયું નથી. ૪૭.

હે કુરુપ્રવીર! વેદાભ્યાસથી, યજ્ઞથી, બીજા શાસ્ત્રોના અભ્યાસથી, દાનથી, ક્રિયાઓથી, કે ઉગ્ર તપોથી તારા સિવાય બીજું કોઈ આ મારું રૂપ જોવા સમર્થ નથી. ૪૮.

આ મારું વિકરાળ રૂપ જોઈને તું અકળા નહિ, મૂંઝા નહિ. બીક છોડી શાન્તચિત્ત થા, અને આ મારું પરિચિત રૂપ ફરી જો. ૪૯.

**સંજય બોલ્યા:**

આમ વાસુદેવે અર્જુનને કહીને પોતાનું રૂપ ફરી બતાવ્યું. અને ફરી શાન્ત મૂર્તિ ધારણ કરીને બીધેલા અર્જુનને તે મહાત્માએ આશ્વાસન આપ્યું. ૫૦.

**અર્જુન બોલ્યા:**

હે જનાર્દન! આ તમારું સૌમ્ય મનુષ્યસ્વરૂપ જોઈને હવે હું શાન્ત થયો છું અને ઠેકાણે આવ્યો છું. ૫૧.

**શ્રીભગવાન બોલ્યા:**

જે મારું રૂપ તેં જોયું તેનાં દર્શન બહુ દુર્લભ છે. દેવો પણ તે રૂપ નિહાળવા ઝંખે છે. ૫૨.

જે મારાં દર્શન તેં કર્યાં છે તે દર્શન ન વેદથી, ન તપથી, ન દાનથી કે ન યજ્ઞથી થઈ શકે. ૫૩.

પણ હે અર્જુન! હે પરંતપ! મારે વિષે એવું જ્ઞાન, એવાં મારાં દર્શન અને મારામાં વાસ્તવિક પ્રવેશ કેવળ અનન્ય ભક્તિથી શક્ય છે. ૫૪.

હે પાંડવ! જે બધાં કર્મ મને સમર્પણ કરે છે, મારામાં પરાયણ રહે છે, મારો ભક્ત બને છે, આસક્તિ છોડે છે અને પ્રાણીમાત્રને વિષે દ્વેષરહિત થઈ રહે છે તે મને પામે છે. ૫૫.

ૐ તત્સત્

આમ શ્રીમદ્‌ભગવદ્‌ગીતારૂપી ઉપનિષદ એટલે બ્રહ્મવિદ્યાને વિષે આવેલ યોગશાસ્ત્રનો શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો વિશ્વરૂપદર્શનયોગ નામે અગિયારમો અધ્યાય પૂરો થયો.

## ૧૨

# ભક્તિયોગ

**પુરુષોત્તમનાં દર્શન અનન્ય ભક્તિથી જ થાય એમ ભગવાનનાં વચન પછી તો ભક્તિનું સ્વરૂપ જ ઓળખાય. આ બારમો અધ્યાય બધાએ મોઢે કરી નાંખવો જોઈએ. નાનામાં નાનામાંનો આ એક છે. આમાં આપેલાં ભક્તનાં લક્ષણ નિત્ય મનન કરવાજેવાં છે.**

અર્જુન બોલ્યા:

આમ જે ભક્તો તમારું નિરંતર ધ્યાન ધરતા તમને ઉપાસે છે ને જેઓ તમારા અવિનાશી અવ્યક્ત સ્વરૂપનું ધ્યાન ધરે છે તેમાંના કયા યોગી શ્રેષ્ઠ ગણાય? ૧.

**શ્રી**ભગવાન બોલ્યા:

નિત્ય ધ્યાન ધરતા મારામાં મન આરોપીને જે શ્રદ્ધાપૂર્વક મને ઉપાસે છે તેને હું શ્રેષ્ઠ યોગી ગણું છું. ૨.

બધી ઇંદ્રિયોને વશમાં રાખીને, બધે સમત્વ જાળવીને જેઓ દૃઢ, અચળ, ધીર, અચિંત્ય, સર્વવ્યાપી, અવ્યક્ત, અવર્ણનીય, અવિનાશી સ્વરૂપને ઉપાસે છે તે સર્વ પ્રાણીઓના હિતમાં પરોવાયેલા મને જ પામે છે. ૩-૪.

જેમનું ચિત્ત અવ્યકતને વિષે ચોંટેલું છે તેમને કષ્ટ વધારે છે. અવ્યકત ગતિને દેહધારી કષ્ટ વડે જ પામી શકે. ૫.

**નોંધ:** દેહધારી મનુષ્ય અમૂર્ત સ્વરૂપની માત્ર કલ્પના જ કરી શકે, પણ તેની પાસે અમૂર્ત સ્વરૂપને સારુ એક પણ નિશ્ચયાત્મક શબ્દ નથી તેથી તેને નિષેધાત્મક 'નેતિ' શબ્દથી સંતોષ પામવો રહ્યો. એટલે જ મૂર્તિ-પૂજાનો નિષેધ કરનાર પણ સૂક્ષ્મ રીતે જોતાં મૂર્તિપૂજક જ હોય છે. પુસ્તકની પૂજા કરવી, દેવળમાં જઈને પૂજા કરવી, એક જ દિશામાં મુખ રાખી પૂજા કરવી એ બધાં

સાકારપૂજાનાં લક્ષણ છે. આમ છતાં સાકારની પેલી પાર નિરાકાર અચિંત્ય સ્વરૂપ છે એમ તો બધાએ સમજ્યે જ છૂટકો. ભક્તિની પરાકાષ્ઠા એ કે ભક્ત ભગવાનમાં શમી જાય ને છેવટે કેવળ એક અદ્વિતીય, અરૂપી ભગવાન જ રહે. પણ આ સ્થિતિને સાકારની મારફતે સહેલાઈથી પહોંચાય. તેથી નિરાકારને સીધા પહોંચવાનો માર્ગ કષ્ટસાધ્ય કહ્યો.

પણ હે પાર્થ! જેઓ મારામાં પરાયણ રહી, બધાં કર્મો મને સમર્પણ કરી, એકનિષ્ઠાથી મારું ધ્યાન ધરતા મને ઉપાસે છે અને મારામાં જેમનું ચિત્ત પરોવાયેલું છે એવાને મૃત્યુરૂપી સંસાર-સાગરમાંથી હું ઝટ તારી લઉં છું. ૬-૭.

તારું મન મારામાં પરોવ, તારી બુદ્ધિ મારામાં રાખ. એટલે આ (જન્મ) પછી નિઃસંશય મને જ પામીશ. ૮

જો તું મારે વિષે તારું મન સ્થિર કરવા અસમર્થ હોય તો હે ધનંજય! અભ્યાસયોગ વડે મને પામવાની ઇચ્છા રાખજે. ૯.

એવો અભ્યાસ રાખવા પણ તું અસમર્થ હોય તો કર્મમાત્ર મને અર્પણ કર, ને એમ મારે નિમિત્તે કર્મ કરતો કરતો પણ તું મોક્ષ પામીશ. ૧૦.

**નોંધ:** અભ્યાસ એટલે ચિત્તવૃત્તિનિરોધની સાધના; જ્ઞાન એટલે શ્રવણ મનનાદિ; ધ્યાન એટલે ઉપાસના. આટલાને પરિણામે જો કર્મફલત્યાગ ન જોવામાં આવે તો અભ્યાસ તે અભ્યાસ નથી, જ્ઞાન તે જ્ઞાન નથી અને ધ્યાન તે ધ્યાન નથી.

અને જો મારે નિમિત્ત કર્મ કરવા જેટલી પણ તારી શક્તિ ન હોય તો યત્નપૂર્વક બધાં કર્મોનાં ફળનો ત્યાગ કર. ૧૧.

અભ્યાસમાર્ગ કરતાં જ્ઞાનમાર્ગ શ્રેયસ્કર છે. જ્ઞાનમાર્ગ કરતાં ધ્યાનમાર્ગ વિશેષ છે. અને ધ્યાન-માર્ગ કરતાં કર્મફલત્યાગ સરસ છે. કેમકે એ ત્યાગને અંતે તુરત શાન્તિ જ હોય. ૧૨.

જે પ્રાણીમાત્ર પ્રત્યે દ્વેષરહિત, સર્વનો મિત્ર, દયાવાન, મમતારહિત, અહંકારરહિત, સુખદુઃખને

વિષે સરખો, ક્ષમાવાન, સદાય સંતોષી, યોગયુક્ત, ઇન્દ્રિયનિગ્રહી, દૃઢ નિશ્ચયવાળો છે, અને મારે વિષે જેણે પોતાનાં બુદ્ધિ ને મન અર્પણ કર્યાં છે, એવો મારો ભક્ત મને પ્રિય છે. ૧૩–૧૪

જેનાથી લોકો ઉદ્વેગ નથી પામતા, જે લોકોથી ઉદ્વેગ નથી પામતો, જે હર્ષ, ક્રોધ, અદેખાઈ, ભય, ઉદ્વેગથી મુક્ત છે, તે મને પ્રિય છે. ૧૫.

જે ઇચ્છારહિત છે, પવિત્ર છે, દક્ષ (સાવધાન) છે, તટસ્થ છે, ચિંતારહિત છે, સંકલ્પમાત્રનો જેણે ત્યાગ કર્યો છે તે મારો ભક્ત છે, તે મને પ્રિય છે. ૧૬.

જે હર્ષ પામતો નથી, જે દ્વેષ કરતો નથી, જે ચિંતા નથી કરતો, જે આશાઓ નથી બાંધતો, જે શુભાશુભનો ત્યાગ કરનારો છે, તે ભક્તિપરાયણ મને પ્રિય છે. ૧૭.

શત્રુમિત્ર, માનઅપમાન, ટાઢતડકો, સુખદુ:ખ —આ બધાંને વિષે જે સમતાવાન છે, જેણે આસક્તિ છોડી છે, જે નિંદા ને સ્તુતિમાં સરખો વર્તે છે

ને મૌન ધારણ કરે છે, ગમે તે મળે તેથી જેને સંતોષ છે, જેને પોતાનું એવું કોઈ સ્થાન નથી, જે સ્થિર ચિત્તવાળો છે, એવો મુનિ, ભક્ત મને પ્રિય છે. ૧૮–૧૯.

આ પવિત્ર અમૃતરૂપ જ્ઞાન જેઓ મારામાં પરાયણ રહીને શ્રદ્ધાપૂર્વક સેવે છે તે મારા અતિશય પ્રિય ભક્ત છે. ૨૦.

ૐ તત્સત્

આમ શ્રીમદ્‌ભગવદ્‌ગીતારૂપી ઉપનિષદ એટલે બ્રહ્મવિદ્યાને વિષે આવેલ યોગશાસ્ત્રનો શ્રીકૃષ્ણાર્જુન સંવાદનો ભક્તિયોગ નામે બારમો અધ્યાય પૂરો થયો.

## ૧૩

## ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ

**આ અધ્યાયમાં શરીર અને શરીરીનો ભેદ બતાવ્યો છે.**

**શ્રી**ભગવાન બોલ્યા :

હે કૌન્તેય! આ શરીર તે ક્ષેત્ર કહેવાય છે, અને એને જે જાણે છે તેને તત્ત્વજ્ઞાનીઓ ક્ષેત્રજ્ઞ કહે છે. ૧.

અને હે ભારત! બધાં ક્ષેત્રો—શરીરો—ને વિષે રહેલા મને ક્ષેત્રજ્ઞ જાણ. ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના ભેદનું જ્ઞાન તે જ્ઞાન છે એમ મારો અભિપ્રાય છે. ૨

એ ક્ષેત્ર શું છે, કેવું છે, કેવા વિકારવાળું છે, ક્યાંથી છે, અને ક્ષેત્રજ્ઞ કોણ, તેની શક્તિ શી છે, એ મારી પાસેથી ટૂંકામાં સાંભળ. ૩.

વિવિધ છંદોમાં, જુદીજુદી રીતે અને દાખલા-દલીલો વડે, નિશ્ચયવાળાં બ્રહ્મસૂચક વાક્યોમાં ઋષિઓએ આ વિષયને બહુ ગાયો છે. ૪.

મહાભૂતો, અહંતા, બુદ્ધિ, પ્રકૃતિ, દશ ઇન્દ્રિયો, એક મન, પાંચ વિષયો, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત, ચેતનશક્તિ, ધૃતિ—આ તેના વિકારોસહિત ક્ષેત્ર ટૂંકામાં કહ્યું. ૫-૬.

**નોંધ:** મહાભૂતો પાંચ: પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ. અહંકાર એટલે શરીરને વિષે રહેલી અહંતા, અહંપણું. અવ્યક્ત એટલે અદૃશ્ય રહેલી માયા, પ્રકૃતિ. દશ ઇન્દ્રિયોમાં પાંચ જ્ઞાનેન્દ્રિય—નાક, કાન, આંખ, જીભ અને ચામડી, તથા પાંચ કર્મેન્દ્રિય—હાથ, પગ, મોં અને બે ગુહ્યેન્દ્રિય. પાંચ ગોચરો એટલે પાંચ જ્ઞાનેન્દ્રિયના પાંચ વિષયો—સૂંઘવું, સાંભળવું, જોવું, ચાખવું ને અડવું. સંઘાત એટલે શરીરનાં તત્ત્વોની એકબીજાની સાથે સહકાર કરવાની શક્તિ. ધૃતિ એટલે ધૈર્યરૂપી સૂક્ષ્મ ગુણ નહિ પણ આ શરીરના પરમાણુનો એકબીજાને વળગી રહેવાનો ગુણ. આ ગુણ અહંભાવને

લીધે જ સંભવે છે, અને આ અહંતા અવ્યક્ત પ્રકૃતિમાં રહેલી છે. આ અહંતાનો અમૂર્છ મનુષ્ય જ્ઞાનપૂર્વક ત્યાગ કરે છે. અને તેથી મૃત્યુસમયે કે બીજા આઘાતોથી તે દુઃખ પામતો નથી. જ્ઞાનીઅજ્ઞાની બધાને, છેવટે તો, આ વિકારી ક્ષેત્રનો ત્યાગ કર્યે જ છૂટકો છે.

અમાનિત્વ, અદંભિત્વ, અહિંસા, ક્ષમા, સરળતા, આચાર્યની સેવા, શુદ્ધતા, સ્થિરતા, આત્મસંયમ, ઇંદ્રિયોના વિષયોને વિષે વૈરાગ્ય, અહંકાર-રહિતતા, જન્મ, મરણ, જરા, વ્યાધિ દુઃખ તેમજ દોષોનું નિરંતર ભાન, પુત્ર સ્ત્રી ઘર વગેરેમાં મોહ અને મમતાનો અભાવ, પ્રિય અને અપ્રિયને વિષે નિત્ય સમભાવ, મારે વિષે અનન્ય ધ્યાનપૂર્વક એકનિષ્ઠ ભક્તિ, એકાન્ત સ્થળનું સેવન, જનસમૂહમાં ભળવાનો અણગમો, આધ્યાત્મિક જ્ઞાનની નિત્યતાનું ભાન. આત્મદર્શન—આ બધું તે જ્ઞાન કહેવાય. એથી ઊલટું તે અજ્ઞાન. ૭–૮–૯–૧૦–૧૧.

જેને જાણનાર મોક્ષ પામે છે તે જ્ઞેય શું છે તે તને કહીશ. તે અનાદિ પરબ્રહ્મ છે; તે ન કહેવાય સત્, ન કહેવાય અસત્. ૧૨.

**નોંધ**: પરમેશ્વરને સત્ અથવા અસત્ પણ ન કહેવાય. કોઈ એક શબ્દ વડે તેની વ્યાખ્યા કે ઓળખ ન થઈ શકે એવું તે ગુણાતીત સ્વરૂપ છે.

જ્યાં જુઓ ત્યાં તેને હાથ, પગ, આંખ, માથું, મોઢું અને કાન છે. બધું વ્યાપીને તે આ લોકમાં રહેલ છે. ૧૩.

બધી ઇન્દ્રિયોના ગુણોનો આભાસ તેને વિષે થાય છે તોયે તે સ્વરૂપ ઇન્દ્રિય વિનાનું ને સર્વથી અલિપ્ત છે, છતાં સર્વને ધારણ કરનાર છે; તે ગુણરહિત છે છતાં ગુણોનું ભોક્તા છે. ૧૪.

તે ભૂતોની બહાર છે અને અંદર પણ છે. તે ગતિમાન છે અને સ્થિર પણ છે. સૂક્ષ્મ હોવાથી ન જણાય તેવું છે. તે દૂર છે ને નજીક છે. ૧૫.

**નોંધ**: જે તેને ઓળખે છે તે તેના અંદર છે. ગતિ અને સ્થિરતા, શાન્તિ અને અશાન્તિ આપણે અનુભવીએ

છીએ, ને બધા ભાવો તેનામાંથી જ પેદા થાય છે તેથી તે ગતિમાન અને સ્થિર છે.

ભૂતોને વિષે તે અવિભક્ત છે અને વિભક્તના જેવું પણ રહેલ છે. તે જાણવાયોગ્ય (બ્રહ્મ) પ્રાણીઓનું પાલક, નાશક ને કર્તા છે. ૧૬.

જ્યોતિઓનું પણ તે જ્યોતિ છે, અંધકારથી તે પર કહેવાય છે. જ્ઞાન તે જ, જાણવાયોગ્ય તે જ, અને જ્ઞાનથી જે પમાય છે તે પણ તે જ છે. તે બધાંનાં હૃદયને વિષે રહેલ છે. ૧૭.

આમ ક્ષેત્ર, જ્ઞાન અને જ્ઞેયને વિષે મેં ટૂંકામાં કહ્યું. તે જાણીને મારો ભક્ત મારા ભાવને પામવા યોગ્ય બને છે. ૧૮.

પ્રકૃતિ અને પુરુષ બન્નેને અનાદિ જાણ. વિકારો અને ગુણો પ્રકૃતિમાંથી ઉત્પન્ન થાય છે એમ જાણ. ૧૯.

કાર્ય અને કારણનો હેતુ પ્રકૃતિ કહેવાય છે. અને પુરુષ સુખદુઃખના ભોગમાં હેતુ કહેવાય છે. ૨૦.

પ્રકૃતિને વિષે રહેલો પુરુષ પ્રકૃતિથી ઉત્પન્ન થતા ગુણોને ભોગવે છે, અને આ ગુણસંગ સારીનરસી યોનિમાં તેના જન્મનું કારણ બને છે. ૨૧.

**નોંધ:** પ્રકૃતિને આપણે માયાને નામે લૌકિક ભાષામાં ઓળખીએ છીએ. પુરુષ તે જીવ છે. માયા એટલે મૂળ સ્વભાવને વશ વર્તીને જીવ સત્ત્વ, રજસ્ અથવા તમસ્‌થી થતાં કાર્યોનાં ફળ ભોગવે છે અને તેથી કર્મ પ્રમાણે પુનર્જન્મ પામે છે.

આ દેહને વિષે રહેલો તે પરમપુરુષ, સર્વસાક્ષી, અનુમતિ દેનારો, ભર્તા, ભોક્તા, મહેશ્વર અને પરમાત્મા પણ કહેવાય છે. ૨૨.

જે મનુષ્ય આમ પુરુષને અને ગુણમયી પ્રકૃતિને જાણે છે તે સર્વ રીતે કાર્ય કરતો છતો ફરી જન્મ પામતો નથી. ૨૩.

**નોંધ:** ૨, ૯, ૧૨ અને ઇતર અધ્યાયોની સહાયથી આપણે જાણી શકીએ છીએ કે આ શ્લોક સ્વેચ્છાચારનું સમર્થન કરનારો નથી પણ ભક્તિનો મહિમા સૂચવનારો છે. કર્મમાત્ર જીવને બંધનકારક છે, પણ જો તે બધાં કર્મ પરમાત્માને અર્પણ કરે તો તે બંધનમુક્ત થાય છે.

અને આમ જેનામાંથી કર્તાપણારૂપી અહંભાવ નાશ પામ્યો છે અને જે અંતર્યામીને ચોવીસે કલાક ઓળખી રહ્યો છે તે પાપકર્મ નહિ જ કરે. પાપનું મૂળ જ અભિમાન છે. 'હું' નથી ત્યાં પાપ નથી. આ શ્લોક પાપ-કર્મ ન કરવાની યુક્તિ બતાવે છે.

કોઈ ધ્યાનમાર્ગથી આત્મા વડે આત્માને પોતાને વિષે જુએ છે. કેટલાક જ્ઞાનમાર્ગથી ને બીજા કેટલાક કર્મમાર્ગથી. ૨૪.

વળી કોઈ આ માર્ગોને ન ઓળખતા બીજાઓની પાસેથી પરમાત્માને વિષે સાંભળીને, સાંભળેલા ઉપર શ્રદ્ધા રાખી, તેમાં પરાયણ રહી ઉપાસના કરે છે ને તેઓ પણ મૃત્યુને તરી જાય છે. ૨૫.

જે કંઈ વસ્તુ ચર અથવા અચર ઉત્પન્ન થાય છે તે હે ભરતર્ષભ! ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના, એટલે પ્રકૃતિપુરુષના સંયોગથી થાય છે એમ જાણ. ૨૬.

સર્વ નાશવંત પ્રાણીઓને વિષે અવિનાશી પરમેશ્વરને સમભાવે રહેલો જે જાણે છે તે જ તેને જાણનાર છે. ૨૭.

ઈશ્વરને સર્વત્ર સમભાવે રહેલો જે મનુષ્ય જુએ છે તે પોતે પોતાનો ઘાત કરતો નથી ને તેથી પરમ ગતિને પામે છે. ૨૮.

**નોંધ:** સમભાવે રહેલા ઈશ્વરને જોનારો પોતે તેમાં શમી જાય છે ને બીજું કશું જોતો નથી. તેથી વિકારવશ થતો નથી ને તેથી મોક્ષ પામે છે, પોતાનો શત્રુ નથી બનતો.

બધેય પ્રકૃતિ જ કર્મો કરે છે એમ જે સમજે છે ને તેથી જ આત્માને અકર્તારૂપે જાણે છે તે જ જાણે છે. ૨૯.

**નોંધ:** જેમ ઊંઘતા મનુષ્યનો આત્મા ઊંઘનો કર્તા નથી, પણ પ્રકૃતિ નિદ્રાનું કર્મ કરે છે તેમ. નિર્વિકાર પુરુષની આંખ કશું મેલું નહિ જુએ. પ્રકૃતિ વ્યભિચારિણી નથી. અભિમાની પુરુષ જ્યારે તેનો સ્વામી બને છે ત્યારે તે મેળાપમાંથી વિષયવિકાર ઉત્પન્ન થાય છે.

**જ્યારે** તે જીવોની હસ્તી નોખી છતાં એકમાં જ રહેલી જુએ છે અને તેથી બધો વિસ્તાર તેમાંથી જ થયેલો સમજે છે ત્યારે તે બ્રહ્મને પામે છે. ૩૦.

**નોંધ:** અનુભવે બધું બ્રહ્મમાં જ જોવું તે જ બ્રહ્મને પામવું છે. ત્યારે જીવ શિવથી નોખો નથી રહેતો.

હે કૌન્તેય! આ અવિનાશી પરમાત્મા અનાદિ અને નિર્ગુણ હોવાથી શરીરમાં રહેતો છતો નથી કંઈ કરતો ને નથી કશાથી લેપાતો. ૩૧.

જેમ સૂક્ષ્મ હોવાથી સર્વવ્યાપી આકાશ લેપાતું નથી, તેમ સર્વ દેહને વિષે રહેલો આત્મા લેપાતો નથી. ૩૨.

જેમ એક જ સૂરજ આ આખા જગતને પ્રકાશ આપે છે, તેમ હે ભારત! ક્ષેત્રી આખા ક્ષેત્રને પ્રકાશે છે. ૩૩.

જેઓ જ્ઞાનચક્ષુ વડે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વચ્ચેનો ભેદ તથા પ્રકૃતિના બંધનથી પ્રાણીઓની મુક્તિ કેમ થાય છે તે જાણે છે તે બ્રહ્મને પામે છે. ૩૪.

ૐ તત્સત્

આમ શ્રીમદ્ભગવદ્ગીતારૂપી ઉપનિષદ એટલે બ્રહ્મવિદ્યાને વિષે આવેલ યોગશાસ્ત્રનો શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો ક્ષેત્રક્ષેત્રજ્ઞ-વિભાગ નામે તેરમો અધ્યાય પૂરો થયો.

## ૧૪

# ગુણત્રયવિભાગયોગ

**ગુણમયી પ્રકૃતિની થોડી ઓળખ કરાવ્યા પછી સહેજે ત્રણ ગુણનું વર્ણન આ અધ્યાયમાં આવે છે. અને તે કરતાં ગુણાતીતનાં લક્ષણ ભગવાન ગણાવે છે. બીજા અધ્યાયમાં જે લક્ષણ સ્થિતપ્રજ્ઞનાં જોવામાં આવે છે, બારમામાં જે ભક્તનાં જોવામાં આવે છે, તેવાં આમાં ગુણાતીતનાં છે.**

**શ્રી**ભગવાન બોલ્યા:

જ્ઞાનોમાં જે ઉત્તમ જ્ઞાન અનુભવીને બધા મુનિઓ આ દેહ છોડ્યા પછી પરમ ગતિને પામ્યા તે હું તને ફરી કહીશ. ૧.

આ જ્ઞાનનો આશ્રય લઈને જેઓ મારા ભાવને પામ્યા છે તેમને ઉત્પત્તિકાળે જન્મવાપણું નથી અને પ્રલયકાળે વ્યથા પામવાપણું નથી. ૨.

હે ભારત! મહદ્બ્રહ્મ એટલે પ્રકૃતિ તે મારી યોનિ છે. તેમાં હું ગર્ભ મેલું છું અને તેથી પ્રાણીમાત્રની ઉત્પત્તિ થાય છે. ૩.

હે કૌન્તેય! બધી યોનિઓમાં જે જે પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે તેમની ઉત્પત્તિનું સ્થાન મારી પ્રકૃતિ છે ને તેમાં બીજારોપણ કરનારો પિતા—પુરુષ—હું છું. ૪.

હે મહાબાહો! સત્ત્વ, રજસ્ અને તમસ્ પ્રકૃતિથી ઉત્પન્ન થતા ગુણો છે. તે અવિનાશી દેહધારી—જીવ—ને દેહને વિષે બાંધે છે. ૫.

તેમાં સત્ત્વ નિર્મળ હોઈને પ્રકાશક અને આરોગ્યકર છે, અને હે અનઘ! તે દેહીને સુખના ને જ્ઞાનના સંબંધમાં બાંધે છે. ૬.

હે કૌન્તેય! રજોગુણ રાગરૂપ હોઈ તે તૃષ્ણા અને આસક્તિનું મૂળ છે. તે દેહધારીને કર્મપાશમાં બાંધે છે. ૭.

હે ભારત! તમોગુણ અજ્ઞાનમૂલક છે. તે દેહધારીમાત્રને મોહમાં નાંખે છે અને તે અસાવધાની, આળસ અને નિદ્રાના પાશમાં દેહીને બાંધે છે. ૮.

હે ભારત! સત્ત્વ આત્માને શાન્તિસુખનો સંગ કરાવે છે. રજસ્ કર્મનો, અને તમસ્ જ્ઞાનને ઢાંકીને પ્રમાદનો સંગ કરાવે છે. ૯.

હે ભારત! જ્યારે રજસ્ ને તમસ્ દબાય છે ત્યારે સત્ત્વ ઉપર આવે છે. સત્ત્વ અને તમસ્ દબાય ત્યારે રજસ્, અને સત્ત્વ અને રજસ્ દબાય ત્યારે તમસ્ ઉપર આવે છે. ૧૦.

બધી ઇન્દ્રિયો દ્વારા આ દેહને વિષે જ્યારે પ્રકાશ ને જ્ઞાનનો ઉદ્ભવ થાય છે ત્યારે સત્ત્વગુણની વૃદ્ધિ થઈ છે એમ જાણવું. ૧૧.

હે ભરતર્ષભ! જ્યારે રજોગુણની વૃદ્ધિ થાય છે ત્યારે લોભ, પ્રવૃત્તિ, કર્મોનો આરંભ, અશાન્તિ ને ઇચ્છાનો ઉદય થાય છે. ૧૨.

હે કુરુનંદન! જ્યારે તમોગુણની વૃદ્ધિ થાય છે ત્યારે અજ્ઞાન, મંદતા, અસાવધાની અને મોહ ઉત્પન્ન થાય છે. ૧૩.

પોતામાં સત્ત્વગુણની વૃદ્ધિ થઈ હોય ત્યારે દેહધારી મૃત્યુ પામે તો તે ઉત્તમ જ્ઞાનીઓના નિર્મળ લોકને પામે છે. ૧૪.

રજોગુણમાં મૃત્યુ થાય તો દેહધારી કર્મસંગીના લોકમાં જન્મે છે, અને તમોગુણમાં મૃત્યુ પામનાર મૂઢયોનિમાં જન્મે છે. ૧૫.

**નોંધ:** કર્મસંગી એટલે મનુષ્યલોક અને મૂઢયોનિ એટલે પશુ ઇત્યાદિ લોક.

સત્કર્મનું ફળ સાત્ત્વિક અને નિર્મળ હોય છે. રાજસી કર્મનું ફળ દુઃખ હોય છે, અને તામસી કર્મનું ફળ અજ્ઞાન હોય છે. ૧૬

**નોંધ:** જેને આપણે સુખદુઃખ માનીએ છીએ તે સુખદુઃખનો ઉલ્લેખ અહીં ન સમજવો. સુખ એટલે

આત્માનન્દ, આત્મપ્રકાશ. તેથી ઊલટું તે દુઃખ. ૧૭મા શ્લોકમાં આ સ્પષ્ટ થાય છે.

**સત્ત્વગુણમાંથી** જ્ઞાન ઉત્પન્ન થાય છે. રજોગુણમાંથી લોભ, અને તમોગુણમાંથી અસાવધાની, મોહ અને અજ્ઞાન નીપજે છે. ૧૭.

**સાત્ત્વિક** મનુષ્યો ઊંચે ચડે છે, રાજસી મધ્યમાં રહે છે, અને છેલ્લા ગુણવાળા તામસી અધોગતિને પામે છે. ૧૮.

જ્ઞાની જ્યારે ગુણો સિવાય બીજો કોઈ કર્તા નથી એમ જુએ છે અને ગુણોથી જે પર છે તેને જાણે છે ત્યારે તે મારા ભાવને પામે છે. ૧૯.

**નોંધ :** ગુણોને કર્તા જોનારાને અહંભાવ હોય જ નહિ. તેથી તેનાં કામ બધાં સ્વાભાવિક હોય ને શરીરયાત્રાજોગાં જ હોય. અને શરીરયાત્રા પરમાર્થને કારણે જ હોવાથી તેના કાર્યમાત્રમાં નિરંતર ત્યાગ અને વૈરાગ્ય હોવા જોઈએ. આવો જ્ઞાની સહેજે ગુણોથી પર એવા નિર્ગુણ ઈશ્વરને કલ્પે ને ભજે.

દેહના સંગથી ઉત્પન્ન થતા આ ત્રણ ગુણોને તરી જઈને દેહધારી જન્મ, મૃત્યુ અને જરાના દુઃખમાંથી છૂટે છે અને મોક્ષ પામે છે. ૨૦.

અર્જુન બોલ્યા :

હે પ્રભો! આ ગુણોને તરી જનારો કયાં ચિહ્નોથી ઓળખાય છે? તેના આચાર શા હોય? અને તે ત્રણ ગુણોને કેવી રીતે તરે છે? ૨૧.

શ્રીભગવાન બોલ્યા :

હે પાંડવ! પ્રકાશ, પ્રવૃત્તિ અને મોહ પ્રાપ્ત થતાં જે દુઃખ નથી માનતો ને તે ન પ્રાપ્ત થવાથી તેની ઇચ્છા નથી કરતો, ઉદાસીનની જેમ જે સ્થિર છે, જેને ગુણો હલાવતા નથી, ગુણો જ પોતાનો ભાવ ભજવે છે એમ માની જે સ્થિર રહે છે અને હાલતો નથી, જે સુખદુઃખમાં સમતાવાન રહે છે, સ્વસ્થ રહે છે, માટીનું ઢેફું, પથ્થર ને સોનું સરખાં ગણે છે, પ્રિય અપ્રિય

અપ્રિય વસ્તુ પ્રાપ્ત થતાં એકસરખો રહે છે, પોતાની નિંદા કે સ્તુતિ જેને સરખાં છે એવો બુદ્ધિમાન, જેને માન ને અપમાન સરખાં છે, જે મિત્રપક્ષ અને શત્રુપક્ષને વિષે સમભાવી છે, અને જેણે સર્વ આરંભોનો ત્યાગ કર્યો છે તે ગુણાતીત કહેવાય છે. ૨૨–૨૩–૨૪–૨૫.

**નોંધ**: ૨૨થી ૨૫ શ્લોકો એકસાથે વિચારવાના છે. પ્રકાશ, પ્રવૃત્તિ અને મોહ, આગળના શ્લોકમાં જણાવ્યું છે તેમ, સત્ત્વ, રજસ્ ને તમસ્નાં અનુક્રમે પરિણામો અથવા ચિહ્ન છે. એટલે ગુણોને જે ઓળંગી ગયો છે તેની ઉપર તે પરિણામની અસર ન હોય એમ કહેવાનું આમાં તાત્પર્ય છે. પથ્થર પ્રકાશની ઇચ્છા નથી કરતો, નથી પ્રવૃત્તિ કે જડતાનો દ્વેષ કરતો; એને ઇચ્છ્યા વિના શાન્તિ છે. એને કોઈ ગતિ આપે છે તો તેનો તે દ્વેષ નથી કરતો. ગતિ આપ્યા પછી તેને સ્થિર કરી મૂકે છે તેથી પ્રવૃત્તિ–ગતિ બંધ થઈ, મોહ, જડતા પ્રાપ્ત થયાં એમ તેને લાગી દુઃખ નથી થતું; પણ ત્રણે સ્થિતિએ તે એકસરખો વર્તે છે. પથ્થર અને ગુણાતીતમાં ભેદ એ કે ગુણાતીત ચેતનમય છે ને તેણે જ્ઞાનપૂર્વક

ગુણોનાં પરિણામોનો, સ્પર્શનો ત્યાગ કર્યો છે અને જડ પથ્થરના જેવો બન્યો છે. પથ્થર ગુણોનાં એટલે પ્રકૃતિનાં કાર્યોનો સાક્ષી છે પણ કર્તા નથી, તેમ જ્ઞાની તેનો સાક્ષી રહે છે, કર્તા મટી જાય છે. આવા જ્ઞાનીને વિષે કલ્પી શકાય કે તે ૨૩મા શ્લોકમાં કહ્યા પ્રમાણે ગુણો પોતાનાં કાર્ય કર્યાં કરે છે એમ સમજતો તે હાલતો નથી અને અચળ રહે છે; ઉદાસીનની જેમ બેસે છે એટલે અડગ છે. આ સ્થિતિ ગુણોમાં તન્મય થયેલા આપણે ધીરજપૂર્વક કેવળ કલ્પીને સમજી શકીએ છીએ, અનુભવી નથી શકતા. પણ તે કલ્પનાને નજરમાં રાખી આપણે 'હું'પણાને દિવસેદિવસે મોળું કરીએ તો છેવટે ગુણાતીતની સ્થિતિની નજીક જઈએ ને તેની ઝાંખી કરીએ. ગુણાતીત પોતાની સ્થિતિ અનુભવે છે, વર્ણવી શકતો નથી. વર્ણવી શકે છે તે ગુણાતીત નથી, કેમકે તેનામાં અહંભાવ રહ્યો છે. બધા સહેજે અનુભવી શકે છે તે શાન્તિ, પ્રકાશ, ધાંધલ—પ્રવૃત્તિ અને જડતા—મોહ છે. સાત્ત્વિકતા એ ગુણાતીતની પાસેમાં પાસેની સ્થિતિ છે એમ ગીતામાં ઠેકઠેકાણે સ્પષ્ટ કર્યું છે, તેથી મનુષ્યમાત્રનો પ્રયત્ન સત્ત્વગુણ કેળવવાનો છે. તેને ગુણાતીતતા પ્રાપ્ત થશે જ એ વિશ્વાસ રાખે.

જે એકનિષ્ઠ ભક્તિયોગ વડે મને સેવે છે તે આ ગુણોને વટાવીને બ્રહ્મરૂપ બનવાને યોગ્ય થાય છે. ૨૬.

અને બ્રહ્મની સ્થિતિ તે હું જ, શાશ્વત મોક્ષની સ્થિતિ તે હું. તેમજ સનાતન ધર્મની અને ઉત્તમ સુખની સ્થિતિ પણ હું જ છું. ૨૭.

ૐ તત્સત્

આમ શ્રીમદ્ભગવદ્ગીતારૂપી ઉપનિષદ એટલે બ્રહ્મવિદ્યાને વિષે આવેલ યોગશાસ્ત્રનો શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો ગુણત્રયવિભાગયોગ નામે ચૌદમો અધ્યાય પૂરો થયો.

## ૧૫

# પુરુષોત્તમયોગ

**આ અધ્યાયમાં ક્ષર અને અક્ષરથી પર એવું પોતાનું ઉત્તમ સ્વરૂપ ભગવાને સમજાવ્યું છે.**

શ્રીભગવાન બોલ્યા:

જેનું મૂળ ઊંચે છે, જેની શાખા નીચે છે, અને વેદો જેનાં પાંદડાં છે એવા અવિનાશી અશ્વત્થ વૃક્ષને ડાહ્યા લોકોએ વર્ણવ્યું છે; આને જેઓ જાણે છે તે વેદને જાણનારા જ્ઞાની છે. ૧.

**નોંધ:** 'શ્વ:' એટલે આવતી કાલ. તેથી અશ્વત્થ એટલે આવતી કાલ લગી ન ટકનાર એવો ક્ષણિક સંસાર. સંસારનું પ્રતિક્ષણ રૂપાન્તર થયા કરે છે તેથી તે અશ્વત્થ છે. પણ એવી સ્થિતિમાં તે હમેશાં રહેનાર છે તેથી અને તેનું મૂળ ઊર્ધ્વ એટલે ઈશ્વર છે તેથી તે અવિનાશી છે. તેને વેદના એટલે ધર્મના શુદ્ધ જ્ઞાનરૂપી પાતરાં ન હોય તો તે ન શોભે આમ સંસારનું યથાર્થ જ્ઞાન જેને છે અને જે ધર્મને જાણનાર છે તે જ્ઞાની છે.

ગુણોના સ્પર્શ વડે વૃદ્ધિ પામેલી અને વિષય-રૂપી કૂંપળવાળી તે અશ્વત્થની ડાળીઓ નીચેઉપર પસરેલી છે; કર્મોનાં બંધન કરનારાં તેનાં મૂળ મનુષ્યલોકમાં નીચે ફેલાયેલાં છે. ૨.

**નોંધ**: આ સંસારવૃક્ષનું અજ્ઞાનીની દૃષ્ટિવાળું વર્ણન છે. તેનું ઊંચે ઈશ્વરમાં રહેલું મૂળ તે નથી જોતો, પણ વિષયોની રમણીયતામાં મુગ્ધ રહી ત્રણે ગુણો વડે એ વૃક્ષને પોષે છે ને મનુષ્યલોકમાં કર્મપાશમાં બંધાયેલો રહે છે.

આનું યથાર્થ સ્વરૂપ જોવામાં આવતું નથી. તેને અંત નથી, આદિ નથી, પાયો નથી. ખૂબ ઊંડે ગયેલા મૂળવાળા આ અશ્વત્થ વૃક્ષને અસંગ-રૂપી બળવાન શસ્ત્રથી છેદીને મનુષ્ય આ પ્રાર્થના કરે: 'જેણે સનાતન પ્રવૃત્તિ—માયા—ને પસારેલી છે તે આદિપુરુષને હું શરણ જાઉં છું!' અને તે પદને શોધે કે જેને પામનારાને ફરી જન્મ-મરણના ચક્રમાં પડવું નથી પડતું. ૩–૪.

**નોંધ**: અસંગ એટલે અસહકાર, વૈરાગ્ય. જ્યાં લગી મનુષ્ય વિષયોની જોડે અસહકાર ન કરે, તેનાં

પ્રલોભનોથી દૂર ન રહે ત્યાં લગી તે તેમાં ખૂચ્યા જ કરવાનો. વિષયોની સાથે રમત રમવી ને તેનાથી અસ્પૃષ્ટ રહેવું એ ન બનવાયોગ્ય છે એ આ શ્લોકો બતાવે છે.

જેણે માનમોહનો ત્યાગ કર્યો છે, જેણે આસક્તિથી થતા દોષોને દૂર કર્યા છે, જે આત્મામાં નિત્ય નિમગ્ન છે, જેના વિષયો શમી ગયા છે, જે સુખદુઃખરૂપી દ્વન્દ્વોથી મુક્ત છે તે જ્ઞાની અવિનાશી પદને પામે છે. ૫.

ત્યાં સૂર્યને, ચન્દ્રને કે અગ્નિને પ્રકાશ આપવાપણું નથી હોતું. જ્યાં જનારને ફરી જન્મવું નથી પડતું એ મારૂં પરમ ધામ છે. ૬.

મારો જ સનાતન અંશ જીવલોકમાં જીવ થઈને પ્રકૃતિમાં રહેલ પાંચ ઇન્દ્રિયો અને મનને આકર્ષે છે. ૭.

(જીવ થયેલો આ મારા અંશરૂપી) ઈશ્વર જ્યારે શરીર ધારણ કરે છે અથવા છોડે છે ત્યારે જેમ વાયુ આસપાસના મંડળમાંથી ગંધ લઈ જાય છે તેમ આ(મન સાથે ઇન્દ્રિયો)ને સાથે લઈ જાય છે. ૮.

અને તે કાન, આંખ, ચામડી, જીભ, નાક તથા મનનો આશ્રય લઈને વિષયોને સેવે છે. ૯.

**નોંધ:** અહીં વિષય શબ્દનો અર્થ બીભત્સ વિલાસ નથી, પણ તે તે ઇન્દ્રિયોની સ્વાભાવિક ક્રિયાઓ; જેમકે આંખનો વિષય જોવું, કાનનો સાંભળવું, જીભનો ચાખવું. આ ક્રિયાઓ વિકારવાળી, અહંભાવવાળી હોય ત્યારે દોષિત — બીભત્સ ઠરે છે. જ્યારે નિર્વિકાર હોય ત્યારે તે નિર્દોષ છે. બાળક આંખે જોતું કે હાથે અડકતું વિકાર પામતું નથી તેથી નીચેના શ્લોકમાં કહે છે.

(શરીરનો) ત્યાગ કરનાર અથવા તેમાં રહેનાર અથવા ગુણોનો આશ્રય લઈ ભોગ ભોગવનાર (આ અંશરૂપી ઈશ્વર)ને મૂર્ખ નથી જોતા પણ દિવ્યચક્ષુ જ્ઞાનીઓ જુએ છે. ૧૦.

યત્ન કરતા યોગીજન પોતાને વિષે રહેલા (આ ઈશ્વર)ને જુએ છે. જેણે આત્મશુદ્ધિ નથી કરી એવા મૂઢજન યત્ન કરતાં છતાં પણ એને ઓળખતા નથી. ૧૧.

**નોંધ:** આમાં ને નવમા અધ્યાયમાં દુરાચારીને ભગવાને જે વચન આપ્યું છે તેમાં વિરોધ નથી.

અકૃતાત્મા એટલે ભક્તિહીન, સ્વેચ્છાચારી, દુરાચારી. જે નમ્રપણે શ્રદ્ધાથી ઈશ્વરને ભજે છે તે આત્મશુદ્ધ થાય છે અને ઈશ્વરને ઓળખે છે. જે યમનિયમાદિની દરકાર ન રાખતાં કેવળ બુદ્ધિપ્રયોગથી ઈશ્વરને ઓળખવા માગે છે તે અચેતા—ચિત્ત વિનાના, રામ વિનાના, રામને નહિ ઓળખે.

સૂર્યમાં રહેલું જે તેજ આખા જગતને પ્રકાશે છે અને જે તેજ ચન્દ્રમાં અને અગ્નિમાં રહેલું છે તે મારું છે એમ જાણ. ૧૨.

પૃથ્વીમાં પ્રવેશ કરીને મારી શક્તિથી હું પ્રાણીઓને ધારણ કરું છું, અને રસો ઉત્પન્ન કરનાર ચન્દ્ર થઈ બધી વનસ્પતિઓનું પોષણ કરું છું. ૧૩.

પ્રાણીઓના દેહનો આશ્રય લઈ જઠરાગ્નિ થઈ પ્રાણ અને અપાન વાયુ વડે હું ચાર પ્રકારનું અન્ન પચાવું છું. ૧૪.

બધાંનાં હૃદયને વિષે રહેલા મારા વડે સ્મૃતિ, જ્ઞાન અને તેનો અભાવ થાય છે. બધા વેદોથી

જાણવાયોગ્ય તે હું જ, વેદોનો જાણનાર હું, વેદાન્તનો પ્રકટાવનાર પણ હું જ છું. ૧૫.

આ લોકમાં ક્ષર એટલે નાશવંત અને અક્ષર એટલે અવિનાશી એવા બે પુરુષો છે. ભૂતમાત્ર તે ક્ષર છે અને તેમાં જે સ્થિર રહેલો અંતર્યામી છે તે અક્ષર કહેવાય છે. ૧૬.

આ ઉપરાંત ઉત્તમ પુરુષ તે અન્ય છે. તે પરમાત્મા કહેવાય છે. એ અવ્યય ઈશ્વર ત્રણે લોકમાં પ્રવેશ કરીને તેને પોષે છે. ૧૭.

કેમકે હું ક્ષરથી પર છું અને અક્ષરથી પણ ઉત્તમ છું, તેથી વેદોમાં અને લોકોમાં પુરુષોત્તમ નામે પ્રખ્યાત છું. ૧૮.

હે ભારત! મોહરહિત થઈને મને પુરુષોત્તમને આમ જે જાણે છે તે સર્વ જાણે છે ને મને પૂર્ણભાવે ભજે છે. ૧૯.

હે અનઘ ! આ ગુહ્યમાં ગુહ્ય શાસ્ત્ર મેં તને કહ્યું. હે ભારત ! એ જાણીને મનુષ્ય બુદ્ધિમાન થાય અને પોતાનું જીવન સફળ કરે. ૨૦.

ૐ તત્સત્

આમ શ્રીમદ્‌ભગવદ્‌ગીતારૂપી ઉપનિષદ એટલે બ્રહ્મવિદ્યાને વિષે આવેલ યોગશાસ્ત્રનો શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો પુરુષોત્તમયોગ નામે પંદરમો અધ્યાય પૂરો થયો.

## ૧૬

# દૈવાસુરસંપદ્વિભાગયોગ

**આ અધ્યાયમાં દૈવી અને આસુરી સંપદ્નું વર્ણન છે.**

**શ્રીભગવાન બોલ્યા:**

હે ભારત! અભય, અંતઃકરણની શુદ્ધિ, જ્ઞાન અને યોગને વિષે નિષ્ઠા, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરળતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, અપૈશુન, ભૂતદયા, અલોલુપતા, મૃદુતા, મર્યાદા, અચંચળતા, તેજ, ક્ષમા, ધૃતિ, શૌચ, અદ્રોહ, નિરભિમાન — આટલા ગુણો જે દૈવી સંપત્ લઈને જન્મ્યો છે તેનામાં હોય છે. ૧-૨-૩

**નોંધ:** દમ એટલે ઇન્દ્રિયનિગ્રહ, અપૈશુન એટલે કોઈની ચાડી ન ખાવી; અલોલુપતા એટલે લાલસી ન થવું,

લંપટ ન થવું; તેજ એટલે દરેક પ્રકારની હીન વૃત્તિનો વિરોધ કરવાની ધગશ; અદ્રોહ એટલે કોઈનું બૂરું ન ઈચ્છવું અથવા કરવું.

દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, પારુષ્ય, અજ્ઞાન હે પાર્થ! આટલાં આસુરી સંપત્ લઈને જન્મેલામાં હોય છે. ૪.

**નોંધ**: જે પોતાનામાં નથી તે દેખાડવું તે દંભ, ડોળ, પાખંડ; દર્પ એટલે બડાઈ; પારુષ્ય એટલે કઠોરતા.

દૈવી સંપત્ મોક્ષ આપનારી અને આસુરી (સંપત્) બંધનમાં નાંખનારી મનાઈ છે. હે પાંડવ! તું વિષાદ ન કર. તું દૈવી સંપત્ લઈને જન્મ્યો છે. ૫.

આ લોકમાં બે જાતની સૃષ્ટિ છે: દૈવી અને આસુરી. હે પાર્થ! દૈવીનું વિસ્તારપૂર્વક વર્ણન કર્યું. આસુરીનું (હવે) સાંભળ. ૬.

આસુર લોકો પ્રવૃત્તિ શું, નિવૃત્તિ શું એ જાણતા નથી. તેમજ તેમને નથી શૌચનું કે આચારનું કે સત્યનું ભાન. ૭.

તેઓ કહે છેઃ જગત અસત્ય, આધાર વિનાનું ને ઈશ્વર વિનાનું છે; કેવળ નરમાદાના સંબંધથી થયેલું છે. તેમાં વિષયભોગ સિવાય બીજો શો હેતુ હોય? ૮.

ભયાનક કામો કરવાવાળા, મંદમતિ, દુષ્ટો આવા અભિપ્રાયને પકડી રાખી જગતના શત્રુ, તેના નાશને સારુ ઊભરાય છે. ૯.

તૃપ્ત ન થાય એવી કામનાઓથી ભરપૂર, દંભી, માની, મદાંધ, અશુભ નિશ્ચયોવાળા મોહોથી દુષ્ટ ઇચ્છાઓ ગ્રહણ કરીને પ્રવર્તે છે! ૧૦.

પ્રલય સુધી જેનો અંત જ નથી એવી અમાપ ચિંતાનો આશ્રય લઈને, કામોના પરમભોગી, 'ભોગ એ જ સર્વસ્વ છે' એવો નિશ્ચય કરવાવાળા, સેંકડો આશાની જાળમાં ફસાયેલા, કામી, ક્રોધી, વિષયભોગને અર્થે અન્યાયપૂર્વક દ્રવ્યસંચય ઇચ્છે છે. ૧૧-૧૨.

આજ મેં આ મેળવ્યું, આ મનોરથ (હવે) પૂરો કરીશ; આટલું ધન મારી પાસે છે, વળી કાલે આટલું બીજું મારું થશે; આ શત્રુને તો માર્યો, બીજાને પણ મારીશ; હું સર્વસંપન્ન છું, ભોગી છું, સિદ્ધ છું, બળવાન છું, સુખી છું; હું શ્રીમંત છું, કુલીન છું, મારા જેવો બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, દાન દઈશ, આનંદ માણીશ; એમ અજ્ઞાનથી મૂઢ થયેલા માને છે, અને અનેક ભ્રમણાઓમાં પડી મોહજાળમાં ફસાઈ વિષયભોગમાં મસ્ત થયેલા અશુભ નરકમાં પડે છે. ૧૩-૧૪-૧૫-૧૬.

પોતાને મોટા માનનાર, અક્કડ, ધન અને માનના મદમાં મસ્ત (એવા એ) દંભથી અને વિધિવિનાના માત્ર નામના જ યજ્ઞ કરે છે. ૧૭.

અહંકાર, બળ, ઘમંડ, કામ અને ક્રોધનો આશ્રય લેનારા, નિંદા કરનારા અને તેમના ને બીજાઓમાં રહેલો જે હું તેનો દ્વેષ કરનારા તેઓ છે. ૧૮.

એ નીચ, દ્વેષી, ક્રૂર અમંગળ નરાધમોને હું આ સંસારમાંની અત્યંત આસુરી યોનિમાં જ વારંવાર નાંખું છું. ૧૯.

હે કૌંતેય! જન્મોજન્મ આસુરી યોનિને પામીને અને મને ન પામવાથી એ મૂઢ લોકો એથીયે વધારે અધમ ગતિને પામે છે. ૨૦.

આત્માનો નાશ કરનારું નરકનું આ ત્રેવડું દ્વાર છે: કામ, ક્રોધ અને લોભ. તેથી એ ત્રણેનો માણસે ત્યાગ કરવો. ૨૧.

હે કૌંતેય! આ ત્રેવડા નરકદ્વારથી દૂર રહેનાર મનુષ્ય આત્માનું કલ્યાણ આચરે છે ને તેથી પરમ ગતિને પામે છે. ૨૨.

જે મનુષ્ય શાસ્ત્રવિધિને છોડીને સ્વેચ્છાએ ભોગોમાં રાચે છે તે નથી સિદ્ધિ મેળવતો, નથી સુખ મેળવતો, નથી પરમ ગતિ મેળવતો. ૨૩.

**નોંધ:** શાસ્ત્રવિધિનો અર્થ ધર્મને નામે મનાતા

ગ્રંથોમાં કહેલી અનેક ક્રિયાઓ નહિ પણ અનુભવ-જ્ઞાનવાળા સત્પુરુષોએ ખેડેલો સંયમમાર્ગ.

તેથી કાર્ય અને અકાર્યનો નિર્ણય કરવામાં તારે શાસ્ત્રને પ્રમાણ માનવું. શાસ્ત્રવિધિ શું છે તે જાણીને અહીં તારે કર્મ કરવું યોગ્ય છે. ૨૪.

**નોંધ:** જે ઉપર કહ્યો તે જ અર્થ શાસ્ત્રનો અહીં પણ છે. સહુ પોતપોતાનો કાયદો બનાવી સ્વેચ્છાચારી ન બને, પણ ધર્મના અનુભવીના વાકયને પ્રમાણ ગણવું જોઈએ એ આ શ્લોકનો આશય છે.

ૐ તત્સત્

આમ શ્રીમદ્ ભગવદ્ગીતારૂપી ઉપનિષદ એટલે બ્રહ્મવિદ્યાને વિષે આવેલ યોગશાસ્ત્રનો શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો દૈવાસુરસંપદ્‌વિભાગયોગ નામે સોળમો અધ્યાય પૂરો થયો.

# ૧૭

## શ્રદ્ધાત્રયવિભાગયોગ

**શાસ્ત્રને એટલે શિષ્ટાચારને પ્રમાણ ગણવો એમ સાંભળતાં અર્જુનને શંકા થઈ કે જે શિષ્ટાચારને કબૂલ ન કરી શકે પણ શ્રદ્ધાથી વર્તે તેની કેવી ગતિ થાય, તેનો જવાબ આપવાનો આ અધ્યાયમાં પ્રયત્ન છે. પણ શિષ્ટાચારરૂપી દીવાદાંડી છોડયા પછીની શ્રદ્ધામાં ભયો રહ્યા છે તે બતાવીને ભગવાને સંતોષ માન્યો છે. ને તેથી શ્રદ્ધા અને તેની ઓથે થતાં યજ્ઞ, તપ, દાનાદિના ગુણ પ્રમાણે ત્રણ વિભાગ કરી બતાવ્યા છે ને ૐ તત્ સત્નો મહિમા ગાયો છે.**

અર્જુન બોલ્યા:

હે કૃષ્ણ! શાસ્ત્રવિધિ એટલે શિષ્ટાચારને ન ગણકારી જે કેવળ શ્રદ્ધાથી જ પૂજાદિ કરે છે તેની ગતિ કેવી થાય? સાત્ત્વિક, રાજસી કે તામસી? ૧.

શ્રીભગવાન બોલ્યા:

માણસને સ્વભાવથી જ ત્રણ પ્રકારની શ્રદ્ધા એટલે સાત્ત્વિકી, રાજસી ને વળી તામસી હોય છે તે તું સાંભળ. ૨.

હે ભારત! બધાની શ્રદ્ધા પોતાના સ્વભાવને અનુસરે છે. મનુષ્યને કંઈક ને કંઈક શ્રદ્ધા તો હોય જ. જેવી જેની શ્રદ્ધા તેવો તે થાય છે. ૩.

સાત્ત્વિક લોકો દેવોને ભજે છે, રાજસ લોકો યક્ષો ને રાક્ષસોને ભજે છે, ને બીજા તામસ લોકો ભૂતપ્રેતાદિને ભજે છે. ૪.

દંભ અને અહંકારવાળા કામ અને રાગના બળથી પ્રેરાયેલા જે લોકો શાસ્ત્રીય વિધિ વિનાનું ઘોર તપ કરે છે, તે મૂઢ લોકો શરીરને વિષે રહેલાં પંચમહાભૂતોને, વળી અંતઃકરણમાં રહેલા મને પણ કષ્ટ આપે છે. આવાને આસુરી નિશ્ચયવાળા જાણ. ૫-૬.

આહાર પણ ત્રણ પ્રકારે પ્રિય હોય છે. તેમ જ યજ્ઞ, તપ તથા દાન (પણ ત્રણ પ્રકારે પ્રિય હોય) છે. તેનો આ ભેદ તું સાંભળ. ૭.

આયુષ્ય, સાત્ત્વિકતા, બળ, આરોગ્ય, સુખ અને રુચિ વધારનારા, રસદાર, ચીકણા, પૌષ્ટિક, ને મનને ગમે તેવા આહાર સાત્ત્વિક લોકોને પ્રિય હોય છે. ૮.

તીખા, ખાટા, ખારા, બહુ ગરમ, તમતમા, લૂખા, બાળે એવા આહાર રાજસ લોકોને ગમે છે, ને તે દુઃખ, શોક ને રોગ પેદા કરનારા હોય છે. ૯.

પહોર લગી પડી રહેલું, ઊતરી ગયેલું, ગંધાતું, રાતવાસી, એઠું, અપવિત્ર ભોજન તામસ લોકોને પ્રિય હોય છે. ૧૦.

જેમાં ફળની ઇચ્છા નથી, જે વિધિપૂર્વક કર્તવ્ય સમજી, મનને તેમાં પરોવીને થાય છે તે યજ્ઞ સાત્ત્વિક છે. ૧૧.

હે ભરતશ્રેષ્ઠ ! જે ફળના ઉદ્દેશથી ને વળી દંભથી થાય છે તે યજ્ઞને રાજસી જાણ. ૧૨.

જેમાં વિધિ નથી, અન્નની ઉત્પત્તિ નથી, મંત્ર નથી, ત્યાગ નથી, શ્રદ્ધા નથી તે યજ્ઞને ડાહ્યા તામસ યજ્ઞ કહે છે. ૧૩.

દેવ, બ્રાહ્મણ, ગુરુ અને જ્ઞાનીની પૂજા, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય, અહિંસા એ શારીરિક તપ કહેવાય છે. ૧૪.

દુઃખ ન દે એવું, સત્ય, પ્રિય હિતકર વચન અને ધર્મગ્રંથનો અભ્યાસ એ વાચિક તપ કહેવાય છે. ૧૫.

મનની પ્રસન્નતા, સૌમ્યતા, મૌન, આત્મસંયમ, ભાવનાશુદ્ધિ એ માનસિક તપ કહેવાય છે. ૧૬.

સમભાવી પુરુષો જ્યારે ફલેચ્છાનો ત્યાગ કરીને પરમશ્રદ્ધાપૂર્વક આ ત્રણ પ્રકારનું તપ કરે છે, ત્યારે તેને ડાહ્યા સાત્ત્વિક તપ કહે છે. ૧૭.

જે સત્કાર, માન અને પૂજાને અર્થે દંભપૂર્વક થાય છે તે અસ્થિર અને અનિશ્ચિત તપ રાજસ કહેવાય છે. ૧૮.

જે તપ પીડાઈને, દુરાગ્રહથી અથવા પારકાના નાશને અર્થે થાય છે તે તામસ તપ કહેવાય છે. ૧૯.

દેવું યોગ્ય છે એવી સમજથી, બદલો મળવાની આશા વિના, દેશ, કાળ અને પાત્ર જોઈને જે દાન થાય છે, તેને સાત્ત્વિક દાન કહ્યું છે. ૨૦.

જે દાન બદલો મળવાને અર્થે અથવા વળી ફળને ઉદ્દેશીને અને દુઃખે દેવામાં આવે છે તે રાજસી દાન કહેવાયું છે. ૨૧.

દેશ, કાળ અને પાત્રનો વિચાર કર્યા વિના, માન વિના, તિરસ્કારથી આપવામાં આવેલું દાન તામસી કહેવાય છે. ૨૨.

બ્રહ્મનું વર્ણન ૐ તત્ સત્ એમ ત્રણ રીતે થયેલું છે, અને એ વડે પૂર્વે બ્રાહ્મણો, વેદો અને યજ્ઞો નિર્મિત થયા. ૨૩.

તેથી બ્રહ્મવાદીઓ ૐનું ઉચ્ચારણ કરીને યજ્ઞ, દાન અને તપરૂપી ક્રિયાઓ હમેશાં વિધિવત્ કરે છે. ૨૪.

વળી, મોક્ષેચ્છુ 'તત્' એમ ઉચ્ચાર કરી ફલની આશા રાખ્યા વિના યજ્ઞ, તપ અને દાનરૂપી વિવિધ ક્રિયાઓ કરે છે. ૨૫.

સત્ય અને કલ્યાણના અર્થમાં સત્ શબ્દનો પ્રયોગ થાય છે. અને હે પાર્થ! સારાં કર્મોમાં પણ સત્ શબ્દ વપરાય છે. ૨૬.

યજ્ઞ, તપ અને દાનને વિષે દૃઢતા એ પણ સત્ કહેવાય છે. તત્‌ને અર્થે જ કર્મ છે એવો સંકલ્પ એ પણ સત્ કહેવાય છે. ૨૭.

**નોંધ:** ઉપલા ત્રણ શ્લોકનો ભાવાર્થ એ થયો કે પ્રત્યેક કર્મ ઈશ્વરાર્પણ કરીને જ કરવું, કેમકે ૐ એ જ સત્ છે, સત્ય છે. તેને અર્પેલું જ ઊગે.

હે પાર્થ ! જે યજ્ઞ, દાન, તપ કે બીજું કાર્ય શ્રદ્ધા વિના થાય છે તે અસત્ કહેવાય છે. તે નથી અહીંના કામનું કે નથી પરલોકના. ૨૮.

ૐ તત્સત્

આમ શ્રીમદ્‌ભગવદ્‌ગીતારૂપી ઉપનિષદ્ એટલે બ્રહ્મવિદ્યાને વિષે આવેલ યોગશાસ્ત્રનો શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો શ્રદ્ધાત્રયવિભાગયોગ નામે સત્તરમો અધ્યાય પૂરો થયો.

# ૧૮

# સંન્યાસયોગ

**આ અધ્યાય ઉપસંહારરૂપે ગણાય. તેનો અથવા ગીતાનો પ્રેરકમંત્ર આ કહેવાય: 'બધા ધર્મોને તજી મારું શરણ લે.' એ ખરો સંન્યાસ છે. પણ બધા ધર્મોનો ત્યાગ એટલે બધાં કર્મોનો ત્યાગ નહિ. પરોપકારી કર્મોમાંયે સર્વોત્કૃષ્ટ કર્મ તે તેને અર્પણ કરવાં ને ફલેચ્છા છોડવી એ સર્વધર્મત્યાગ કે સંન્યાસ છે.**

અર્જુન બોલ્યા:

હે મહાબાહો! હે હૃષીકેશ! હે કેશિનિષૂદન! સંન્યાસ અને ત્યાગનું નોખુંનોખું રહસ્ય જાણવા હું ઇચ્છું છું. ૧.

શ્રીભગવાન બોલ્યા:

કામ્ય (કામનાથી ઉત્પન્ન થયેલાં) કર્મોના ત્યાગને જ્ઞાનીઓ સંન્યાસ નામે જાણે છે. બધાં કર્મોનાં ફળના ત્યાગને ડાહ્યા લોકો ત્યાગ કહે છે. ૨.

કેટલાક વિચારવંત પુરુષો કહે છે: કર્મમાત્ર દોષમય હોઈ ત્યાગવા યોગ્ય છે; બીજા કહે છે: યજ્ઞ, દાન ને તપરૂપ કર્મ ત્યાગવા યોગ્ય નથી. ૩.

હે ભરતસત્તમ! એ ત્યાગને વિષે મારો નિર્ણય સાંભળ. હે પુરુષવ્યાઘ્ર! ત્યાગ ત્રણ પ્રકારે વર્ણવાયો છે. ૪.

યજ્ઞ, દાન ને તપરૂપી કર્મ ત્યાજ્ય નથી પણ કરવાયોગ્ય છે. યજ્ઞ, દાન અને તપ વિવેકીને પાવન કરનારાં છે ૫.

હે પાર્થ! આ કર્મો પણ આસક્તિ અને ફલેચ્છાનો ત્યાગ કરીને કરવાં જોઈએ એવો મારો નિશ્ચિત ઉત્તમ અભિપ્રાય છે. ૬.

નિયત કર્મનો ત્યાગ યોગ્ય નથી. મોહને વશ થઈને જો તેનો ત્યાગ કરે તો તે ત્યાગ તામસ ગણાય છે. ૭.

દુઃખકારક સમજી કાયાના કષ્ટના ભયથી જે કર્મનો ત્યાગ કરે છે તે રાજસ ત્યાગ છે ને તેથી તેને ત્યાગનું ફળ મળતું નથી. ૮.

હે અર્જુન! કરવું જોઈએ એવી સમજથી જે નિયત કર્મ સંગ અને ફળના ત્યાગપૂર્વક કરાય છે તે ત્યાગ જ સાત્ત્વિક મનાયો છે. ૯.

સંશયરહિત થયેલો, શુદ્ધ ભાવનાવાળો, ત્યાગી અને બુદ્ધિમાન અગવડવાળાં કર્મનો દ્વેષ નથી કરતો, સગવડવાળાંથી નથી રાચતો. ૧૦.

કર્મનો સર્વથા ત્યાગ દેહધારીને સારુ શક્ય નથી. પણ જે કર્મફળનો ત્યાગ કરે છે તે ત્યાગી કહેવાય છે. ૧૧.

ત્યાગ નહિ કરનારને કર્મનું ફળ કાળે કરીને ત્રણ પ્રકારનું થાય છે: અશુભ, શુભ અને શુભાશુભ. જે ત્યાગી (સંન્યાસી) છે તેને કદી નથી થતું. ૧૨.

હે મહાબાહો! કર્મમાત્રની સિદ્ધિને વિષે સાંખ્યશાસ્ત્રમાં પાંચ કારણો કહ્યાં છે. તે મારી પાસેથી જાણ. ૧૩.

એ પાંચ આ છે: ક્ષેત્ર, કર્તા, જુદાંજુદાં સાધન, જુદીજુદી ક્રિયા, અને પાંચમું દૈવ. ૧૪.

શરીર, વાચા અથવા મનથી જે કંઈ પણ કર્મ મનુષ્ય નીતિસર કે નીતિવિરુદ્ધ કરે છે તેનાં આ પાંચ કારણો હોય છે. ૧૫.

આમ હોવા છતાં, અસંસ્કારી બુદ્ધિને લીધે જે પોતાને જ કર્તા માને છે તે દુર્મતિ કંઈ સમજતો નથી. ૧૬.

જેનામાં અહંકારભાવ નથી, જેની બુદ્ધિ મલિન નથી, તે આ જગતને હણતો છતો નથી હણતો, નથી બંધનમાં પડતો. ૧૭.

**નોંધ:** ઉપરઉપરથી વાંચતાં આ શ્લોક મનુષ્યને ભુલાવામાં નાંખનારો છે. ગીતાના ઘણા શ્લોકો કાલ્પનિક આદર્શને અવલંબનારા છે. તેનો સચોટ નમૂનો જગતમાં ન મળે. અને ઉપયોગને અર્થે પણ જેમ ભૂમિતિમાં

કાલ્પનિક આદર્શ આકૃતિઓની આવશ્યકતા છે તેમ જ ધર્મવ્યવહારને અંગે છે. તેથી આ શ્લોકનો અર્થ આમ જ બેસાડાય: જેની અહંતા ખાખ થઈ ગઈ છે. ને જેની બુદ્ધિમાં લેશ પણ મેલ નથી, તે ભલે આખા જગતને હણે એમ કહીએ. પણ જેનામાં અહંતા નથી તેને શરીર જ નથી. જેની બુદ્ધિ વિશુદ્ધ છે તે ત્રિકાળદર્શી છે. આવો પુરુષ તો કેવળ એક ભગવાન છે. તે કરતો છતો અકર્તા છે. હણતો છતો અહિંસક છે. તેથી મનુષ્ય પાસે તો એક ન હણવાનો અને શિષ્ટાચાર—શાસ્ત્ર—નો જ માર્ગ છે.

કર્મની પ્રેરણામાં ત્રણ તત્ત્વો રહેલાં છે: જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા. કર્મનાં અંગ ત્રણ પ્રકારનાં હોય છે: ઇન્દ્રિયો, ક્રિયા અને કર્તા. ૧૮.

**નોંધ**: આમાં વિચાર અને આચારનું સમીકરણ છે. પ્રથમ મનુષ્ય કરવાનું શું (જ્ઞેય) તેની રીત (જ્ઞાન) ને જાણે છે—પરિજ્ઞાતા બને છે. એ કર્મપ્રેરણાના પ્રકાર પછી તે ઇન્દ્રિયો (કરણ) વડે ક્રિયાનો કરનાર બને છે. આ કર્મસંગ્રહ.

જ્ઞાન, કર્મ અને કર્તા ગુણભેદ પ્રમાણે ત્રણ પ્રકારના છે. તે ગુણગણનામાં જેવા વર્ણવાય છે તેવા સાંભળ. ૧૯

જે વડે મનુષ્ય બધાં ભૂતોમાં એક જ અવિનાશી ભાવને અને વિવિધતામાં એકતાને જુએ છે તેને સાત્ત્વિક જ્ઞાન જાણ. ૨૦.

જુદાજુદા (દેખાતા) હોવાથી બધાં ભૂતોમાં જે વડે મનુષ્ય જુદાજુદા વહેંચાયેલા ભાવો જુએ છે તે જ્ઞાન રાજસ જાણ. ૨૧.

જે વડે એક જ કાર્યમાં કંઈ કારણ વિના બધાં આવી જવાનો ભાસ આવે છે, જે રહસ્ય વિનાનું ને તુચ્છ છે તે તામસ જ્ઞાન કહેવાય છે. ૨૨.

ફલેચ્છારહિત પુરુષે આસક્તિ અને રાગદ્વેષ વિના કરેલું નિયત કર્મ સાત્ત્વિક કહેવાય છે. ૨૩.

**નોંધ:** જુઓ નોંધ ૩–૯

ભોગની ઇચ્છા રાખનાર જે કર્મ 'હું કરું છું.' એવા ભાવથી ધાંધલપૂર્વક કરે છે તે રાજસ કહેવાય છે. ૨૪.

જે કર્મ પરિણામનો, હાનિનો, હિંસાનો, પોતાના ગજાનો વિચાર કર્યા વિના મોહને વશ થઈને માણસ આરંભે છે તે તામસ કર્મ કહેવાય છે. ૨૫.

જે આસક્તિ અને અહંકારરહિત છે, જેનામાં દૃઢતા અને ઉત્સાહ છે, જે સફળતાનિષ્ફળતામાં હર્ષશોક નથી કરતો તે સાત્ત્વિક કર્તા કહેવાય છે. ૨૬.

જે રાગી છે, કર્મફળની ઇચ્છાવાળો છે, લોભી છે, હિંસાવાન છે, મેલો છે, હર્ષ અને શોકવાળો છે તે રાજસ કર્તા કહેવાય છે. ૨૭.

જે અવ્યવસ્થિત, અસંસ્કારી, જક્કી, શઠ, નીચ, આળસુ, ગમગીન અને દીર્ઘસૂત્રી છે તે તામસ કર્તા કહેવાય છે. ૨૮.

હે ધનંજય! બુદ્ધિ અને ધૃતિના ગુણ પ્રમાણે પૂરા અને નોખાનોખા ત્રણ પ્રકાર કહું તે સાંભળ. ૨૯.

પ્રવૃત્તિ, નિવૃત્તિ, કાર્ય, અકાર્ય, ભય, અભય, બંધ, મોક્ષનો ભેદ જે બુદ્ધિ (યોગ્ય રીતે) જાણે છે તે સાત્ત્વિક બુદ્ધિ છે. ૩૦.

જે બુદ્ધિ ધર્મઅધર્મ, અને કાર્યઅકાર્યનો વિવેક ખોટી રીતે કરે છે તે બુદ્ધિ હે પાર્થ! રાજસી છે. ૩૧.

હે પાર્થ! જે બુદ્ધિ અંધકારથી ઘેરાયેલી છે, અધર્મને ધર્મ માને છે, ને બધી વસ્તુને ઊલટી જ જુએ છે તે તામસી છે. ૩૨.

જે એકનિષ્ઠ ધૃતિથી મનુષ્ય મન, પ્રાણ અને ઇન્દ્રિયોની ક્રિયાનું સામ્યબુદ્ધિથી ધારણ કરે છે તે ધૃતિ હે પાર્થ! સાત્ત્વિકી છે. ૩૩.

હે પાર્થ! જે ધૃતિ વડે મનુષ્ય ફલાકાંક્ષી હોઈ ધર્મ, કામ અને અર્થને આસક્તિપૂર્વક ધારણ કરે છે તે ધૃતિ રાજસી છે. ૩૪.

જે ધૃતિ વડે દુર્બુદ્ધિ મનુષ્ય નિદ્રા, ભય, શોક, નિરાશા ને મદ છોડી નથી શકતો તે હે પાર્થ! તામસી ધૃતિ છે. ૩૫.

હે ભરતર્ષભ! હવે ત્રણ પ્રકારનાં સુખનું વર્ણન મારી પાસેથી સાંભળ. જેના અભ્યાસથી

મનુષ્ય રાચે છે, જેથી દુઃખનો અંત પામે છે, જે આરંભમાં ઝેર જેવું લાગે છે, પરિણામે અમૃતના જેવું હોય છે, જે આત્મજ્ઞાનની પ્રસન્નતામાંથી ઉત્પન્ન થયેલું હોય છે તે સાત્ત્વિક સુખ કહેવાય છે. ૩૬-૩૭.

વિષયો અને ઇંદ્રિયોના સંયોગથી જે આરંભમાં અમૃત જેવું લાગે છે પણ જે પરિણામે ઝેર સમાન હોય છે તે સુખ રાજસ કહેવાયું છે. ૩૮.

જે આરંભમાં અને પરિણામે આત્માને મૂર્છા પમાડનારું છે અને નિદ્રા, આળસ અને પ્રમાદમાંથી ઉત્પન્ન થયેલું છે તે તામસ સુખ કહેવાય છે. ૩૯.

પૃથ્વીમાં કે દેવોને વિષે, સ્વર્ગમાં એવું કંઈ જ નથી કે જે પ્રકૃતિમાં ઉત્પન્ન થયેલા આ ત્રણ ગુણોથી મુક્ત હોય ૪૦.

હે પરંતપ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રનાં કર્મોના પણ તેમના સ્વભાવજન્ય ગુણોને લીધે ભાગ પડ્યા છે. ૪૧.

શમ, દમ, તપ, શૌચ, ક્ષમા, સરળતા, જ્ઞાન, અનુભવ, આસ્તિકતા એ બ્રાહ્મણનાં સ્વભાવજન્ય કર્મો છે. ૪૨.

શાૈર્ય, તેજ, ધૃતિ, દક્ષતા, યુદ્ધમાં પાછા ન હઠવું, દાન, રાજ્યકર્તાપણું એ ક્ષત્રિયનાં સ્વભાવ-જન્ય કર્મો છે. ૪૩.

ખેતી, ગોરક્ષા, વેપાર એ વૈશ્યનાં સ્વભાવ-જન્ય કર્મ છે. વળી શૂદ્રનું સ્વભાવજન્ય કર્મ ચાકરી છે. ૪૪.

પોતે પોતાના કર્મમાં રત રહીને પુરુષ મોક્ષ પામે છે. પોતાના કર્મમાં રત રહેલો માનવી કઈ રીતે મોક્ષ પામે છે એ સાંભળ. ૪૫.

જેના વડે પ્રાણીઓની પ્રવૃત્તિ ચાલે છે, જેના વડે આ બધું વ્યાપ્ત છે તેને જે પુરુષ સ્વકર્મ વડે ભજે છે તે મોક્ષ પામે છે. ૪૬.

પરધર્મ સુકર હોય તે છતાં તેના કરતાં વિગુણ એવો સ્વધર્મ વધારે સારો છે. સ્વભાવને અનુરૂપ

કર્મ કરનાર મનુષ્યને પાપ લાગતું નથી. ૪૭.

**નોંધ:** સ્વધર્મ એટલે પોતાનું કર્તવ્ય. ગીતાશિક્ષણનું મધ્યબિન્દુ કર્મફલત્યાગ છે, ને સ્વકર્મથી બીજું ઉત્તમ કર્તવ્ય શોધતાં ફલત્યાગને સ્થાન નથી રહેતું, તેથી સ્વધર્મને શ્રેષ્ઠ કહ્યો. બધા ધર્મનું ફળ તેના પાલનમાં આવી જાય છે.

હે કૌન્તેય! સહજ પ્રાપ્ત થયેલું કર્મ સદોષ છતાં ન છોડવું. જેમ અગ્નિની સાથે ધુમાડો રહ્યો છે તેમ સર્વ કર્મોની સાથે દોષ રહેલ છે. ૪૮.

જેણે બધામાંથી આસક્તિ ખેંચી લીધી છે, જેણે કામનાઓ છોડી છે, જેણે મનને જીત્યું છે તે સંન્યાસ વડે નૈષ્કર્મ્યરૂપ પરમસિદ્ધિ પામે છે. ૪૯.

હે કૌન્તેય! સિદ્ધિ મળ્યા પછી મનુષ્ય બ્રહ્મને કેવી રીતે પામે છે તે મારી પાસેથી ટૂંકામાં સાંભળ. જ્ઞાનની પરાકાષ્ઠા તે જ છે. ૫૦.

જેની બુદ્ધિ શુદ્ધ થયેલ છે એવો યોગી દૃઢતાપૂર્વક પોતાને વશ કરીને, શબ્દાદિ વિષયોનો

ત્યાગ કરીને, રાગદ્વેષને જીતીને, એકાંત સેવીને, અલ્પાહાર કરીને, વાચા, કાયા ને મનને અંકુશમાં રાખીને, ધ્યાનયોગમાં નિત્ય પરાયણ રહીને, વૈરાગ્યનો આશ્રય લઈને, અહંકાર, બલ, દર્પ, કામ, ક્રોધ અને પરિગ્રહનો ત્યાગ કરીને, મમતા-રહિત અને શાન્ત થઈને બ્રહ્મભાવને પામવા યોગ્ય થાય છે. ૫૧–૫૨–૫૩.

બ્રહ્મભાવને પામેલો પ્રસન્નચિત્ત મનુષ્ય નથી શોક કરતો. નથી કંઈ ઇચ્છતો; ભૂતમાત્રને વિષે સમભાવ રાખીને મારી પરમ ભક્તિને પામે છે. ૫૪.

હું કેવો અને કોણ છું એ ભક્તિ વડે એ યથાર્થ જાણે છે અને એમ મને યથાર્થ જાણીને મારામાં પ્રવેશ કરે છે. ૫૫.

મારો આશ્રય લેનાર સદા સર્વ કર્મ કરતો છતો મારી કૃપા વડે શાશ્વત, અવ્યયપદને પામે છે. ૫૬.

મનથી બધાં કર્મને મારે વિષે અર્પણ કરી, મારામાં પરાયણ થઈ, વિવેકબુદ્ધિનો આશ્રય લઈ નિરંતર મારામાં ચિત્ત પરોવ. ૫૭.

મારામાં ચિત્ત પરોવવાથી મુશ્કેલીઓરૂપી બધા પહાડો મારી કૃપાથી ઓળંગી જઈશ, પણ જો અહંકારને વશ થઈ મારું નહિ સાંભળે તો નાશ પામીશ. ૫૮.

અહંકારને વશ થઈ 'નહિ લડું' એમ તું માને તો એ તારો નિશ્ચય મિથ્યા છે. તારો સ્વભાવ જ તને તે તરફ બળાત્કારે ઘસડી જશે. ૫૯.

હે કૌન્તેય! સ્વભાવજન્ય પોતીકા કર્મથી બંધાયેલો તું જે મોહને વશ થઈ નથી કરવા ઇચ્છતો તે પરાણે કરીશ. ૬૦.

હે અર્જુન! ઈશ્વર બધાં પ્રાણીઓનાં હૃદયમાં વાસ કરે છે, અને પોતાની માયાને બળે ચાક ઉપર ચડેલા ઘડાની જેમ તેને ચકરચકર ફેરવે છે. ૬૧.

હે ભારત! સર્વભાવથી તું તેનું શરણ લે. તેની કૃપા વડે પરમશાન્તિમય અમરપદને પામીશ. ૬૨.

આમ ગુહ્યથી ગુહ્ય જ્ઞાન મેં તને કહ્યું. એ બધાનો સારી રીતે વિચાર કરીને જેમ તને ઠીક લાગે તેમ કર. ૬૩.

વળી બધાથી પણ ગુહ્ય એવું મારું પરમ વચન સાંભળ. તું મને બહુ વહાલો છે તેથી હું તને તારું હિત કહીશ. ૬૪.

મારી લગની લગાડ, મારો ભક્ત થા, મારે અર્થે યજ્ઞ કર, મને નમન કર. તું મને જ પામીશ એ મારી સત્ય પ્રતિજ્ઞા છે. તું મને પ્રિય છે. ૬૫.

બધા ધર્મોનો ત્યાગ કરીને એક મારું જ શરણ લે. હું તને બધાં પાપોથી મુક્ત કરીશ. શોક મા કર. ૬૬.

જે તપસ્વી નથી, જે ભક્ત નથી, જે સાંભળવા ઇચ્છતો નથી અને જે મારો દ્વેષ કરે છે તેને આ (જ્ઞાન) તું કદી ન કહેજે. ૬૭.

પણ આ પરમગુહ્ય જ્ઞાન જે મારા ભક્તોને આપશે તે મારી પરમ ભક્તિ કરવાથી નિઃશંક મને જ પામશે. ૬૮.

તેના કરતાં મનુષ્યોમાં મારો કોઈ વધારે પ્રિય સેવક નથી, અને આ પૃથ્વીને વિષે તેના કરતાં કોઈ મને વધારે પ્રિય થનારો નથી. ૬૯.

આપણી વચ્ચેના આ ધર્મ્ય સંવાદનો જે અભ્યાસ કરશે તે મને જ્ઞાનયજ્ઞ વડે ભજશે એવો મારો અભિપ્રાય છે. ૭૦.

વળી જે મનુષ્ય દ્વેષરહિત થઈને શ્રદ્ધાપૂર્વક માત્ર સાંભળશે તે પણ મુક્ત થઈને પુણ્યવાન જ્યાં વસે છે તે શુભ લોકને પામશે. ૭૧.

**નોંધ:** આમાં તાત્પર્ય એ છે કે આ જ્ઞાન જેણે અનુભવ્યું છે એ જ બીજાને આપી શકે. શુદ્ધ ઉચ્ચારણ કરીને અર્થસહિત જે સંભળાવી જાય તેને વિષે ઉપલા બે શ્લોક નથી.

હે પાર્થ! આ તેં એકાગ્ર ચિત્તથી સાંભળ્યું? હે ધનંજય! આ અજ્ઞાનને લીધે જે મોહ તને થયો હતો તે શું નાશ પામ્યો? ૭૨.

અર્જુન બોલ્યા :

હે અચ્યુત! તમારી કૃપા વડે મારો મોહ નાશ પામ્યો છે. મને ભાન આવ્યું છે, શંકાનું સમાધાન થવાથી હું સ્વસ્થ થયો છું. તમારું કહ્યું કરીશ. ૭૩.

સંજય બોલ્યા :

આ પ્રમાણે વાસુદેવ અને મહાત્મા પાર્થનો આ રૂવાં ઊભાં કરે એવો અદ્‌ભુત સંવાદ મેં સાંભળ્યો. ૭૪.

વ્યાસજીની કૃપા વડે યોગેશ્વર કૃષ્ણને શ્રીમુખેથી મેં આ ગુહ્ય પરમયોગ સાંભળ્યો. ૭૫.

હે રાજન્! કેશવ ને અર્જુનની વચ્ચેનો આ અદ્‌ભુત અને પવિત્ર સંવાદ સંભારીસંભારીને હું ફરીફરીને હરખાઉં છું. ૭૬.

હે રાજન્! હરિનું તે અદ્‌ભુત રૂપ ખૂબ સંભારતો સંભારતો મહાઆશ્ચર્ય પામું છું; ને વારંવાર હરખાયા કરું છું. ૭૭.

જ્યાં યોગેશ્વર કૃષ્ણ છે, જ્યાં ધનુર્ધારી પાર્થ છે ત્યાં શ્રી છે, વિજય છે, વૈભવ છે અને અવિચળ નીતિ છે એવો મારો અભિપ્રાય છે. ૭૮.

**નોંધ:** યોગેશ્વર કૃષ્ણ એટલે અનુભવસિદ્ધ શુદ્ધ જ્ઞાન, અને **ધનુર્ધારી** અર્જુન તદનુસારિણી ક્રિયા. આ બેનો સંગમ જ્યાં હોય ત્યાં સંજયે કહ્યું તે સિવાય બીજું શું પરિણામ હોઈ શકે?

ૐ તત્સત્

આમ શ્રીમદ્ ભગવદ્‌ગીતારૂપી ઉપનિષદ એટલે બ્રહ્મવિદ્યાને વિષે આવેલ યોગશાસ્ત્રનો શ્રીકૃષ્ણાર્જુન સંવાદનો સંન્યાસયોગ નામે અઢારમો અધ્યાય પૂરો થયો.

ૐ શાન્તિઃ